# ગુર્જર

# ભાષાસાહિત્યપ્રવેશ

(સંપૂર્ણ વ્યાકરણ, બોલીનો શબ્દકોષ, રસ, અલંકાર,
શબ્દવ્યાપાર, ભાષાન્તરના ફકરા તથા તે ઉપર
ટિપ્પણ સહ)



સંપાદક તથા પ્રકાશક:
ચતુરભાઇ પુરુષોત્તમદાસ પટેલ, બી. એ.
વસો, (નડિઆદ થઇને)
હાલ: પાટણ હાઇસ્કૂલ, પાટણ (ઉ. ગુ.)

કિંમત રૂ. ૦-૮-૦

પુસ્તક મળવાનું ઠેકાણું:—

અમદાવાદ—ગુજરાત ઓરીએન્ટલ બુકડેપો, રીચીરોડ.

સુરત—મેસર્સ મંગલદાસ એન્ડ સન્સ, ભાગાતળાવ.

મુંબાઇ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કો. કાલબાદેવીરોડ

પાટણ—સંપાદક પાસેથી.

નડિઆદ—ધી ન્યુ ગુજરાત બુકડેપો.

આણંદ—અંબાલાલ છગનલાલ જોશી.

શરૂઆતનાં ૮૦ પાન આણંદ—લીમડી બજાર, ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ત્રિભુવનદાસ કાશીભાઇ પટેલે છાપ્યાં અને બાકીનાં પાન આણંદ—ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે પ્રકાશકને માટે છાપ્યાં. તા. ૧૮-૬-૨૯

# પ્રસ્તાવના

આ ન્હાનું પુસ્તક હાઈસ્કૂલનાં ધોરણ ૬–૭ ના ગૂજરાતી ભાષાને દ્વિતીય ભાષા તરીકે લેનાર વિદ્યાર્થીઓ વાસ્તે યોજવામાં આવ્યું છે. આની હસ્તલિખિત નોંધપોથીનો વર્ગમાં અનુભવ કર્યા પછી વિદ્યાર્થીઓની વારંવાર માગણી થતાં તેને છપાવવાનું સાહસ ખેડયું છે. આ પ્રયાસ કેટલો આદરણીય છે, તે જોવાનું રહ્યું.

ઘણી વખત મેટ્રિક કલાસમાં એક જ વર્ષમાં આખો વ્યાકરણ ગ્રંથ શીખવવો પડતો હોવાથી ઉતાવળ કર્યા છતાં ઘણો ભાગ શીખવ્યા સિવાયનો રહી જતો હતો. પરિણામે મુદ્દાવાળો ભાગ ટુંકામાં શીખવવા આ નોંધપોથી કરી હતી, અને વિદ્યાર્થીઓએ તેનો સારો ઉપયોગ કર્યો છે. પદચ્છેદને માટે અનેક વાકયો યોજ્યાં છે, તથા પાછલી સાલોના મેટ્રિકની પરીક્ષાના પ્રશ્નોનો તેમાં સમાવેશ કર્યો છે. સમાસ, પૃથક્કરણ, વિભક્તિ, અવ્યય, તથા કૃદન્ત

સંબંધી સંપૂર્ણ માહિતી આપવા પ્રયાસ કર્યો છે. પદવિન્યાસ સંબંધી સૂચનાઓ તથા શબ્દનો ભિન્ન ભિન્ન પદચ્છેદ તરીકેનો પ્રયોગ ખાસ ઉપયોગી થશે, એમ આશા છે.

આજથી ત્રણેક વર્ષ ઉપર કરેલો જોડણીનો શબ્દકોશ આ સાથે જોડ્યો છે. એને અનેક વખત વર્ગમાં શ્રુતલેખન તરીકે લખાવ્યો છે. તે ઉપરથી એમ અનુભવ થાય છે કે શિક્ષક પોતે જોડણી સંબંધી કાળજી રાખે તો તેનો નાદ વિદ્યાર્થીઓને અવશ્ય લાગે.

કાવ્યની ખૂબીઓ સમજવા રસ, અલંકાર, તથા શબ્દવ્યાપાર સંબંધી પ્રકરણ વિદ્યાર્થીઓને ખાસ ઉપયોગનાં ધારી ટૂંકામાં આપ્યાં છે. ભાષાન્તર માટે ફકરા તથા તે ઉપર ટૂંક ટિપ્પણ આપ્યું છે, જેથી વિદ્યાર્થીઓને જાતે ભાષાન્તર કરવાની તાલીમ મળશે.

પાઠ્ય પુસ્તક તરીકે વર્ગમાં વંચાય, એ હેતુથી તદનુકૂળ આ પુસ્તકની યોજના રાખવામાં આવી છે.

પ્રૂફ તપાસવામાં ચરોતર એજ્યુકેશન સોસાયટીના સ્વયંસેવક રા. રા. ચુનીલાલ બેચરદાસ ભટ્ટે વારંવાર જે મદદ કરી છે તેને માટે, અને પ્રેસ મૅનેજર રા. રા. ત્રિભુવનદાસ કિશીભાઈ તથા મોતીભાઈ મથુરભાઈ પટેલે અન્ય કામનું ભારણ હોવા છતાં ત્વરાથી અને કાળજીથી મુદ્રણ કામ કરી આપ્યું તે ત્રણે ભાઈઓનો આ સ્થળે આભાર માનું છું.

વસો
તા. ૧૫-૬-૨૯

ચતુરભાઈ પુરુષોત્તમદાસ પટેલ,
બી. એ.

# વ્યાકરણ

## નામ અને તેના પ્રકાર

(૧) જે શબ્દથી પ્રાણી, પદાર્થ, ભાવ, ગુણ કે ક્રિયા સમજાય તેને **નામ** કહે છે.

નામના મુખ્ય ત્રણ પ્રકાર છે: (૧) **સંજ્ઞાવાચક**, (૨) **જાતિવાચક**, અને **ભાવવાચક**. એ સિવાય **સમૂહવાચક** અને **દ્રવ્યવાચક**, એવા વિભાગ પાડવામાં આવે છે; પણ તેમનો સમાવેશ જાતિવાચક નામમાં કરવો હોય તો થઈ શકે.

(૨) અમુક પદાર્થ કે પ્રાણીને બીજાથી ભિન્ન રીતે ઓળખવાને તેને જે ખાસ **સંજ્ઞા** (નામ) આપવામાં આવી હોય તે સંજ્ઞાને **સંજ્ઞાવાચક** નામ કહે છે: રામ, હિમાલય, ગોદાવરી, સુરત, સેન્ટહેલીના, વગેરે.

(૩) જે નામ આખા વર્ગ કે તે વર્ગની એક વ્યક્તિને માટે વપરાય તેને **જાતિવાચક** નામ કહે છે: મનુષ્ય, પર્વત, નદી, શહેર, બેટ, વગેરે.

(૪) જે નામથી ક્રિયા, ગુણ, કે ભાવ સમજાય તેને **ભાવવાચક** નામ કહે છે: પતન, ગમન, ગતિ, મીઠાશ, ગળપણ, ચોખ્ખાઇ, સ્વચ્છતા, પવિત્રતા, સૌન્દર્ય, વગેરે.

(૫) જે નામ આખા સમૂહને જ આપી શકાય, પણ તેમાંની કોઇ પણ એકાદ વ્યક્તિને ન આપી શકાય તેવા નામને **સમૂહવાચક** નામ કહે છે: સૈન્ય, ટોળું, કાફલો, લશ્કર, જમાત, વગેરે.

(૬) જથાવાચક પદાર્થનાં નામને **દ્રવ્યવાચક** નામ કહે છે: ઘઉં, અડદ, ગોળ, તેલ, ઘી, વગેરે.

**ટિપ્પણ—સંજ્ઞાવાચક** નામથી જ્યારે તે વ્યક્તિ જણાવવાનો વિચાર ન હોય; પણ તે વ્યક્તિના વિશિષ્ટ ગુણોની વિવક્ષા હોય

ત્યારે સંજ્ઞાવાચક નામ **જાતિવાચક** નામ કહેવાય છે: ભાઇ તો મોટા નવલશા હીરજી છે. અહીં "નવલશા હીરજી" તે વ્યક્તિ તરીકે વપરાયો નથી, પણ તેનો વૈભવ સૂચવવા વપરાયો છે; એટલે તે સંજ્ઞાવાચક નામ હોવા છતાં જાતિવાચક નામ બને છે. પરંતુ જો 'નવલશા હીરજી'ની પાછળ 'જેવા' શબ્દ વપરાયો હોય તો સંજ્ઞાવાચક જ રહે છે: ભાઇ તો મોટા નવલશા હીરજી જેવા છે. **ભાવવાચક** નામ પણ જો ગુણ કે ભાવ ન જણાવે પણ ખાસ કરીને તે ભાવ કે ગુણવિશિષ્ટ કાર્ય સૂચવે તો, **જાતિવાચક** નામ બને છે: ઉદારતાથી મનુષ્યહૃદયનો ઉત્તરોત્તર વિકાસ થાય છે. અહીં "ઉદારતા" શબ્દથી કેવળ ઉદારતાનો ભાવ નહીં, પણ "ઉદારતાનાં કાર્યો" એવો અર્થ વાચ્ય છે.

**અંગ કે સામાન્ય રૂપ**—નામ, વિશેષણ, કે સર્વનામને બહુવચનમાં કે પહેલી સિવાયની અન્ય વિભક્તિઓના બન્ને વચનમાં પ્રત્યય લગાડતાં પૂર્વે જે રૂપ તૈયાર થાય છે, તેને અંગ કે સામાન્ય રૂપ કહે છે. આ અંગ સર્વત્ર થતું નથી. જે નામ **ઓકારાંત** હોય છે કે **નાન્યતરજાતિનાં સાનુસ્વાર** ઉકારાંત હોય છે તેમને જ આ અંગની જરૂર પડે છે. તે જ પ્રમાણે વિશેષણ અને સર્વનામમાં પણ સમજવું:

**ઓકારાંત નામ**

| વિ. | એ. વ. | બહુ વ. | વિ. | એ. વ. | બહુ વ. |
|---|---|---|---|---|---|
| પહેલી | છોકરો | છોકરા | ચોથી | છોકરાને | છોકરાઓને |
| ત્રીજી | છોકરાએ / છોકરે | છોકરાઓએ | છઠ્ઠી | છોકરાનું | છોકરાઓનું |

**ઉંકારાંત નામ**

| વિ. | એ. વ. | બ. વ. | વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|
| પહેલી | ઘેટું | ઘેટાં | ચોથી | ઘેટાને | ઘેટાંને–ઘેટાંઓને |

| | | | | |
|---|---|---|---|---|
| ત્રીજી | ઘેટાએ-ઘેટે | ઘેટાંએ ઘેટાંઓએ | સાતમી ઘેટામાં | ઘેટાંઓમાં વગેરે. |

ઉપરનાં રૂપ ઉપરથી સમજાશે કે ઓકારાંત નામનું અંગ અન્તે વચનમાં 'ઓ' નો 'આ' કરવાથી અને સાનુસ્વાર ઉકારાંત નાન્યતર જાતિનાં નામનું અંગ 'ઉં'નો એકવચનમાં 'આ' અને બહુવચનમાં 'આં' કરવાથી થાય છે.

## વિશેષણ અને તેના પ્રકાર

(૭) જે શબ્દ નામનો ગુણ, સ્થિતિ કે સંખ્યા બતાવી તેના અર્થમાં વિશેષતા આણે તેને **વિશેષણ** કહે છે: સારો મનુષ્ય, છેલ્લો પાઠ, પાંચ ચોપડી, છટ્ઠો છોકરો, વગેરે. આમાં 'સારો,' 'છેલ્લો,' 'પાંચ,' અને 'છટ્ઠો,' એ વિશેષણ છે. આવી રીતે વિશેષણ જે નામના અર્થમાં વિશેષતા સાધે છે તે નામ તે વિશેષણનું **'વિશેષ્ય'** કહેવાય છે. 'મનુષ્ય,' 'ચોપડી,' અને 'છોકરો,' એ વિશેષ્ય કહેવાય છે. વિશેષણના **'સ્વરૂપ'** અને **'અર્થ'** ઉપરથી બે પ્રકારના **વિભાગ** થાય છે. સ્વરૂપ ઉપરથી **વિકારી** અને **અવિકારી** એવા બે વિભાગ થાય છે.

(૮) ગમે તે જાતિના કે ગમે તે વચનના વિશેષ્યને લગાડતાં જે વિશેષણના સ્વરૂપમાં બિલકુલ ફેરફાર થતો નથી તેને **અવિકારી** વિશેષણ કહે છે, અને જેના રૂપમાં ફેરફાર થાય છે તેને **વિકારી** વિશેષણ કહે છે: લાલ ઘોડો, લાલ ઘોડી, (જાતિ ભેદ), લાલ ઘોડીને, લાલ ઘોડાઓથી (જાતિવચન ભેદ). વિશેષ્યનાં જાતિવચન ફરવા છતાં વિશેષણ અવિકારી રહ્યું છે. સારો છોકરો, સારી કન્યા, સારે છોકરે, સારા છોકરા, વગેરે ઉદાહરણમાં વિશેષણના સ્વરૂપમાં વિકાર થાય છે, માટે વિકારી.

**અર્થભેદથી** ગુણવાચક અને સંખ્યાવાચક, એવા બે મુખ્ય વિભાગ છે: સારો છોકરો, લાલ ઘોડો, રાતી ચોપડી, સાત માણસ.

બે સૈન્ય. 'સારો,' 'લાલ,' 'રાતી,' એ ગુણવાચક વિશેષણ છે, જે પૈકી 'સારો,' અને 'રાતી,' વિકારી છે. સંખ્યાવાચક અવિકારી છે. સંખ્યાવાચકના વળી નીચે મુજબ સ્પષ્ટ અર્થને વાસ્તે વિભાગ છે.

(૧) **સંખ્યાનુક્રમવાચક**: પહેલો, પાંચમો, સોમો. (વિકારી)

(૨) **સંખ્યાસંઘવાચક**: દશકો, બેલું, છક્કું, વગેરે.

(૩) **સંખ્યાક્રમવાચક**: એક, બે, ત્રણ, ચાર, વગેરે. (અવિકારી)

(૪) **સંખ્યાંશવાચક**: પા, અર્ધો, અઢી, સવા, દોઢ, વગેરે.
(આમાં અર્ધો વિકારી છે, અન્ય અવિકારી છે.)

(૫) **સંખ્યાવૃત્તિવાચક**: બેવડું, ચોવડું, ત્રણગણું. (વિકારી)

(૬) **ન્યૂનાધિકસંખ્યાવાચક**: થોડા, ઘણા, ઓછા, વત્તા. (વિકારી)

આ ઉપરાંત સર્વનામ ઉપરથી થએલાં પરિમાણવાચક વિશેષણ અને સાદૃશ્યવાચક વિશેષણો ભાષામાં ઘણાં વપરાય છે.

(૧) **પરિમાણવાચક** (માપ બતાવનાર) આવડું, જેટલું, તેટલું, કેટલું વગેરે (વિકારી)

(૨) **સાદૃશ્યવાચક**: કેવો, જેવો, એવો, તેવો, સરખો. (વિકારી)

**ટીપ**—કેટલાક વૈયાકરણો 'જેવો' અને 'સરખો' ને નામયોગી અવ્યય માને છે. પરંતુ તે ભૂલ હોય તેમ જણાય છે, કારણ (૧) 'સરખો' અને 'જેવો' અનુક્રમે સંસ્કૃત વિશેષણ 'सदृक्ष' અને 'यादृश' ઉપરથી આવ્યા છે. (૨) જાતિ અને વચનના પ્રત્યય લાગે છે. મારા જેવો–મારા જેવી–મારા જેવાં, તમારા સરખો–તમારા સરખી–તેમના સરખાં. જાતિ વચન લાગે ત્યાં સુધી તો કદાપિ નિભાવી લેવાય, પણ (૩) ઘણીખરી વિભક્તિઓના પ્રત્યયો પણ લાગે છે. તારા સરખાને આપ્યે શું પુણ્ય થાય? તારા જેવાનું આ કામ ન હોય. મારા સરખાથી આ કામ ન બને. એના જેવામાં તે આવા ગુણો સંભવે? (૪) જ્યાં પ્રત્યય નથી લાગતા ત્યાં 'અંગ' કરવું

પડે છે. વિશ્વામિત્ર સરખા ઋષિને દોહલે દર્શન દીધું. અહીં 'સરખો'નું 'સરખા' અંગ થયું છે. વિશેષ્ય ઘણી વખત અધ્યાહાર્ય રહે છે.

**વિશેષણનો તુલનાત્મક પ્રયોગ—અન્યસાપેક્ષ અને સર્વસાપેક્ષ,** એવી બે તુલના થાય છે. (Comparative અને Superlative) અંગ્રેજીમાં આવે પ્રસંગે વિશેષણનાં ભિન્નરૂપ થાય છે, પણ ગૂજરાતીમાં તેમ થતું નથી. વિશેષણનું સ્વરૂપ તો તેવું ને તેવુંજ રહે છે. પૂર્વના નામ કે સર્વનામને 'થી' પ્રત્યય કે નામયોગી 'કરતાં' લગાડી બન્ને તુલના થઈ શકે છે, પણ સર્વસાપેક્ષ તુલના કરવા તેની પૂર્વે સૌ, બધા, વગેરે સર્વનામ કે વિશેષણો મૂકાય છે. મારા **કરતાં** તે હોંશિયાર છે. તેનાથી હું ઉંચો છું. (અન્યસાપેક્ષ) **સૌથી** તે મોટો છે, બધાં માણસ **કરતાં** તે નીચો છે. (સર્વસાપેક્ષ)

## વિશેષણનું અંગ (સામાન્ય રૂપ)

વિશેષણને વિશેષ્ય પ્રમાણે જાતિ, વચન, અને વિભકિત લાગે છે, પણ વિભકિતના પ્રત્યક્ષ પ્રત્યયો લાગતા નથી; છતાં પ્રત્યયો લગાડતા પૂર્વે જેવું નામનું અંગ કરવું પડે છે, તેવું વિકારી વિશેષણોનું કરવું પડે છે. 'સારો છોકરો' અહીં 'છોકરો' એક વચનમાં અને પહેલી વિભકિતમાં છે. તેનું બહુ વચન કરતાં, કે અન્ય વિભક્તિના પ્રત્યય લગાડતાં 'છોકરા' અંગ થશે, તેવુંજ વિશેષણનું પણ 'સારા' અંગ કરવું પડશે. સારા છોકરા (પહેલી) સારા છોકરાને સારા છોકરાની, વગેરે. આમાં છોકરાને વિભક્તિ પ્રત્યયો લાગ્યા છે, છતાં વિશેષણને પ્રત્યક્ષ રીતે પ્રત્યય લાગ્યા નથી, કેવળ તેનું સામાન્ય રૂપ 'સારા' વપરાયું છે.

**ટીપ—**પરંતુ જ્યારે વિશેષ્યને **ત્રીજી** કે **સાતમીનો એ** પ્રત્યય લાગ્યો હોય, અને તે 'એ' શબ્દના સ્વરૂપમાં ભળી એકરૂપ થયો હોય, ત્યારે વિકારી વિશેષણને પણ તે પ્રત્યય લાગે છે: સારે

ઘોડે બેસીને આવજો. તે મોટે ઘેર પરણ્યો છે. જૂને કપડે ત્યાં ન જવાય. મગનલાલને છોકરે મને માર્યો. મારે ઘોડે તેને બચકું ભર્યું. પણ મારા ઘોડાએ તેને બચકું ભર્યું; કારણ 'એ' શબ્દના સ્વરૂપમાં ભળી એકરૂપ 'ઘોડે' થયો નથી. વળી જ્યારે વિશેષ્ય અધ્યાહાર્ય હોય ત્યારે વિશેષણને પ્રત્યય લાગે છે. જેમ, કાળા ઘોડાને બાંધો. લાલને છોડો.

આ અંગ કર્મણિ પ્રયોગમાં કોઇ વખત નથી થતું, પણ તે અનિયમિતતાજ છે. મેં મરેલો સાપ જોયો.

## વિશેષણ અને વિશેષ્યનો સંબંધ

એક વિશેષણને ભિન્ન ભિન્ન જાતિનાં બે કે વધારે વિશેષ્ય 'અને' કે 'તથા' થી જોડાયલાં હોય તો વિશેષણ બહુવચન નાન્યતર જાતિમાં વપરાય છે. તેમનો દિકરો તથા મારી બેન માંદાં છે. તે ધણી–ધણીયાણી બહુ ભલાં છે. પણ ભિન્ન જાતિનાં વિશેષ્ય વૈકલ્પિક ઉભયાન્વયીથી જોડાયાં હોય તો નજીકના વિશેષ્ય પ્રમાણે વિશેષણને જાતિ વચન લાગે. હું કે મારી બેન મોડી આવશે. (પરંતુ આ જાતનો પ્રયોગ ગૂજરાતીમાં વિરલ છે, અને લાગે છે પણ વિચિત્ર)

## સર્વનામ અને તેના પ્રકાર

સર્વનું નામ તે સર્વનામ. બોલનાર માત્ર પોતાને વાસ્તે 'હું' કે 'અમે' વાપરે છે. જેની આગળ બોલવામાં આવે છે તે સર્વને વાસ્તે 'તું' કે 'તમે' વપરાય છે. જેના સંબંધી બોલવામાં આવે છે તે સર્વના સંબંધી 'તે' કે 'તેઓ' વપરાય છે. સઘળી નજીકની વસ્તુ કે પ્રાણી માટે 'આ' વપરાય છે. સઘળા અનિશ્ચિત પદાર્થ કે પ્રાણી સંબંધી 'શું' કે 'કોણ' એમ પૂછાય છે. આ પ્રમાણે સર્વનું નામ તે સર્વનામ. સર્વનામ તે નામને બદલે વપરાય છે.

**સર્વનામના પ્રકાર—**

(૧) પુરૂષવાચક: હું, તું, તમે, અમે, તે, તેઓ, આપ, આપણે.

(૨) દર્શક સર્વનામ: આ, એ, પેલો, ઓલ્યો, તે.
(૩) સાપેક્ષ સર્વનામ: જે, જેઓ.
(૪) પ્રશ્નાર્થ સર્વનામ: કોણ, શું.
(૫) અનિશ્ચિત સર્વનામ: કોઈ, કંઈ, સર્વ, હરકોઇ, બધું, સૌ, અમુક, અન્ય, વગેરે.
(૬) સ્વવાચક સર્વનામ: પોતે
(૭) અન્યોન્યવાચક સર્વનામ: અન્યોન્ય, પરસ્પર. એકબીજું.

ટીપ—કેટલાક વૈયાકરણો 'મેળે' 'જાતે' અને 'પંડે' ને સ્વવાચક સર્વનામમાં ગણે છે, પણ એ ત્રણે શબ્દો નામ ઉપરથી નીકળ્યા છે અને ત્રીજી વિભક્તિમાં છે. 'મેળે' શબ્દ સં–मेल ઉપરથી તૃતીયાન્તરૂપ मेलेननुं રૂપાન્તર છે. 'મેળ' શબ્દ અન્યની અપેક્ષા રાખે છે. જેમ, મારે તેની સાથે મેળ નથી. બીજાના મેળથી કામ કરવું. આના જેવાં વાક્યોમાં અન્યની અપેક્ષા છે. પણ પાછળથી ગૂજરાતી ભાષામાં મેળ કરવામાં અન્યની અપેક્ષાનો લોપ થયો અને મારી મેળે, તેની મેળે, એવા અન્યની અપેક્ષા વગરના પ્રયોગ દાખલ થયા. 'મેળે' ને નામયોગી ગણવો યુક્ત છે. મારે પંડે કે મારી જાતે કામ કરી લેઈશ. એકલી જાતે કામ ઉકલતું નથી. આ બે વાક્યોમાં 'પંડ' અને 'જાત' તૃતીયાન્ત છે. પણ એનો પંડ છે ત્યાં સુધી સૌ સારાં વાનાં છે. તે પોતાની જાત સાચવે છે. એ બે વાક્યોમાં પ્રથમા વિભક્તિ અને દ્વિતીયા વિભક્તિ વપરાઇ છે. માટે તે ચોખ્ખાં નામ જ છે.

'આપોઆપ' એ શબ્દ आत्मन् નું દ્વિર્ભાવ પામેલું રૂપ છે, તેને અવ્યય ગણવું યુક્ત છે. પુરૂષવાચક સર્વનામ, સ્વાર્થવાચક 'પોતે'; અને અન્યોન્યવાચક સર્વનામ 'અન્યોન્ય' 'પરસ્પર' અને 'એકબીજું', એ કેવળ સર્વનામ તરીકે વપરાય છે; બાકીનાં ઘણી વખતે વિશેષણ તરીકે પણ વપરાય છે. જે છોકરો, કયો માણસ,

સૌ માણુસ, પેલો છોકરો, વગેરે. અન્યોન્યવાચક સર્વનામને 'નું' છઠ્ઠીનો પ્રત્યય લાગે છે ત્યારે તે પણ વિશેષણનું કામ કરે છે. પરસ્પરનો મેળ, એકબીજાનું કલ્યાણ વગેરે.

## સર્વનામનું અંગ

સર્વનામના અંગ બાબત ખાસ જોવાનું છઠ્ઠી વિભક્તિમાં છે. મારો, તેનું, આનું, પેલાનો, કોનો, વગેરે જ્યારે વાક્યમાં વપરાયાં હોય, અને તેમની સાથે સંબંધ ધરાવતું નામ વચન અને વિભક્તિમાં ફરે ત્યારે તેમનું અંગ કરવું જ પડે છે. મારો છોકરો, પેલાનું પુસ્તક, તેનું ઘેટું. આમાં જ્યારે નામને બહુવચનમાં કે અન્ય વિભકિતમાં ફેરવીશું ત્યારે–મારા છોકરા, પેલાનાં પુસ્તક, તેનાં ઘેટાં, કે તેના ઘેટાને, વગેરે રૂપો થતાં ષષ્ઠયંત સર્વનામના રૂપમાં 'ઓ' નો 'આ' અને 'ઉં' નો એકવચનમાં 'આ' અને બહુવચનમાં 'આં' થયો. તે ઉપરાંત મારે છોકરે, તેને ઘેર, મારે મેડે, વગેરેમાં તૃતીયાનો કે સાતમીનો પ્રત્યય પણ લાગે છે. આવું જ્યાં નામ પ્રમાણે સર્વનામના રૂપનું રૂપાન્તર થતું હોય ત્યાં તેને ષષ્ઠયંત વિશેષણ કહેવું વિશેષ યુક્ત લાગે છે.

## જાતિ, તેના પ્રકાર, અને ઓળખ

કુદરતી જાતિ તો બે જ છે. સ્ત્રી અને પુરુષ. નર અને માદા. એટલે સ્વાભાવિક જાતિઃ નરજાતિ અને નારીજાતિ. વ્યાકરણની જાતિ ત્રણ (૧) નરજાતિ (૨) નારી જાતિ (૩) નાન્યતર જાતિ.

સામાન્ય રીતે ઓકારાંત નામ નરજાતિનાં, આકારાંત કે ઈકારાંત નારીજાતિનાં, અને ઉંકારાંત નાન્યતર જાતિનાં હોય છે. પણ તેને અપવાદ હોય છે.

૧. ઘો, જળો, ખો, વગેરે ઓકારાંત હોવા છતાં નારીજાતિનાં છે.

૨. હાથી, મોચી, સોની, રબારી, વગેરે ઇકારાંત હોવા છતાં નરજાતિનાં છે, તથા બી, ઘી, પાણી મોતી, વગેરે ઇકારાંત હોવા

છતાં નાન્યતરજાતિનાં છે.

૩. 'મઉ' ઉકારાંત હોવા છતાં નરજાતિમાં છે.

૧. તે ઉપરાંત જે નામને તૃ, અક, અ, પો, આટ, આવ, વટો, ગર, ગાર, દાર, વાર, ચી, અને બાન, વગેરે પ્રત્યયો લાગેલા હોય છે તે નામ ઘણે ભાગે નરજાતિમાં હોય છે: પિતા, સેવક, દાસ, અંધાપો, અકળાટ, દેખાવ, પૂરવટો, સોદાગર, ગુન્હેગાર, હવાલદાર, ઉમેદવાર, ખબરચી, અને મહેરબાન.

૨. જે નામને તા, મા, તિ, આશ, આઇ, ક, મ, પ, વત, આમણુ–ણી, ત, તી, ગીરી, દાની, વગેરે પ્રત્યય લાગ્યા હોય તે સામાન્ય રીતે નારી જાતિમાં હોય છે: ગુરુતા, મહિમા, મતિ, ખટાશ, ચોખ્ખાઇ, આવક, મોટમ, સારપ, સખાવત, શીખામણ, પહેરામણી, નિરાંત, સમજુતી, ગુલામગીરી, અને અત્તરદાની.

૩. જે નામને ત્વ, ય, અ, અન, પણ, ણું, તર, ખાનું, સ્તાન, નામું, વગેરે પ્રત્યયો લાગ્યા હોય તે સામાન્ય રીતે નાન્યતર જાતિમાં હોય છે: મહત્ત્વ, સૌન્દર્ય, લાઘવ, ગમન, ગળપણ, રાવણું, નડતર, દવાખાનું, કબરસ્તાન, અને દેશીનામું.

ભાષામાં કેટલાક શબ્દો અનેક જાતિમાં વપરાય છે. જેની જાતિ આપણને માહિત ન હોય તેવા શબ્દોનો પ્રયોગ કઇ જાતિમાં થયો છે, તે જાણવાને વાક્યમાં ઘણી વખત સાધન હોય છે. તે સાધન તેનું **વિશેષણ** કે પછી **ભૂતકાળાદિકાળનું ક્રિયાપદ.**

આ સોપારી બહુ **સારી** છે. (સોપારી–નારી જાતિમાં)

આ સાલ બહુ તંબાકુ **પાકયું** છે. (તંબાકુ–નાન્યતર જાતિમાં)

મારી જનોઈ **તૂટી ગઇ.** (જનોઇ–નારી જાતિ)

તેને જનોઇ **દીધું** નથી. (જનોઇ–નાન્યતર જાતિ)

આ તંબાકુ **સારી** નથી. (તંબાકુ–નારી જાતિ)

આ સોપારી **ભાગલું** છે. (સોપારી–નાન્યતર જાતિ)

## વચન અને પ્રકાર

જેના સંબંધી આપણે બોલીએ છીએ, જેના આગળ આપણે બોલીએ છીએ, અને બોલનાર પોતે એક છે કે અનેક છે, તે શબ્દના જે રૂપ વડે સમજાય તે વચન. ગૂજરાતીમાં વચન બે છે: (૧) એકવચન (૨) બહુવચન.

વચનના સંબંધી ખાસ ધ્યાનમાં રાખવા જેવું અંગ કે સામાન્ય રૂપ છે. તેના સંબંધી નામ, સર્વનામ, અને વિશેષણના પ્રકરણમાં જે સૂચના કરી છે તેટલી ધ્યાનમાં રાખવી બસ છે.

## વિભક્તિ અને તેના પ્રકાર

વાકયમાં ક્રિયાપદ કે બીજા નામ કે સર્વનામ સાથે શો સંબંધ છે તે જણાવવા નામ કે સર્વનામનાં જે રૂપ વપરાય છે તેમને વિભક્તિ કહે છે, અને આ રૂપ વિભક્તિના પ્રત્યયોવડે બનાવાય છે.

વાકયમાં ક્રિયાપદ મહાન્ રાજાનું સ્થાન ભોગવે છે. મહેલમાં ઘણાં ખરાં (રાણી સિવાય) માણસ તેની સેવા કરે છે, તેમ વાકયમાં ક્રિયાપદની સેવા નામ, સર્વનામ, અવ્યય, વગેરે કરે છે. આ સેવા અવ્યય સિવાયનાં બધાં પોતાની વિભક્તિઓ દ્વારા કરે છે. નામ અને સર્વનામનો ક્રિયાપદ સાથેનો સંબધ, તેનું નામ કારક. આ સંબંધ અનેક રીતે સચવાય છે.

પહેલી વિભક્તિમાં નામ કે સર્વનામ ક્રિયાપદ સાથે કર્તાનો સંબંધ રાખે છે: છોકરો કેરી ખાય છે. (ખાવાની ક્રિયા છોકરો કરે છે.)

બીજી વિભક્તિમાં નામ કે સર્વનામ ક્રિયાપદ સાથે તેના કર્મનો સંબંધ રાખે છે: હું તેને વંચાવું છું. (ક્રિયા 'તેના' ઉપર થાય છે.)

ત્રીજી વિભક્તિમાં નામ કે સર્વનામ ક્રિયાપદ સાથે ક્રિયાના કર્તાનો કે તેના સાધન (કરણ)નો સંબંધ રાખે છે: મેં પાઠ વાંચ્યો, કે હું ચપ્પુએ કલમ ઘડું છું. (પહેલામાં કર્તા, બીજામાં કરણ.)

ચોથી વિભક્તિમાં નામ કે સર્વનામ ક્રિયાપદ જોડે સંપ્રદાન

અર્થથી સંબંધ રાખે છે. સંપ્રદાન શબ્દ પુરુષવાચક છે ક્રિયાવાચક નથી. જેને કંઈ આપવાનું છે કે કહેવાનું છે તે **સંપ્રદાન.** હું તેને ચોપડી આપું છું. આમાં ચોપડી વડે તે પ્રાપ્ત થાય છે માટે 'તેને' સંપ્રદાન કહેવાય. ક્રિયાના ફળનો ભોક્તા હોવાથી ક્રિયાપદ જોડે સંબંધ ધરાવે છે.

પાંચમી વિભક્તિમાં નામ કે સર્વનામ ક્રિયાપદ સાથે અપાદાનાર્થે સંબંધ રાખે છે. અપાદાન શબ્દ પણ પ્રાણી, પદાર્થ, કે સ્થળવાચક છે, જેનાથી છૂટા પડવાનું હોય તે **અપાદાન.** તે ઝાડથી પડ્યો, તે સુરતથી આવ્યો, વગેરેમાં 'ઝાડથી,' અને 'સુરતથી' અપાદાનાર્થમાં છે, કારણ તેમાંથી છૂટા પડવાનું થાય છે. કર્તાદ્વારા ક્રિયાનો વિયોગ તેમાંથી થાય છે, માટે ક્રિયાપદ જોડે તે સંબંધ ધરાવે છે.

સાતમી વિભક્તિમાં નામ કે સર્વનામ **અધિકરણ** હોવાથી–ક્રિયાના વિસ્તારનો તે આશ્રય હોવાથી ક્રિયાપદ જોડે સંબંધ રાખે છે. તે ઘરમાં સૂતો છે. સૂવાની ક્રિયા ઘરમાં બને છે, માટે 'ઘરમાં' ક્રિયાપદ જોડે સંબંધ રાખે છે.

આ પ્રમાણે પ્રથમા, દ્વિતીયા, તૃતીયા, ચતુર્થી, પંચમી, અને સપ્તમી વિભક્તિઓ દ્વારા નામ કે સર્વનામ ક્રિયાપદ જોડે સંબંધ (કારક) રાખતું હોવાથી આ વિભક્તિઓ **કારકવિભક્તિ** કહેવાય છે.

માત્ર છઠ્ઠી વિભક્તિ ક્રિયાપદ જોડે સંબંધ રાખતી નથી. પરંતુ આ વિભક્તિ એક પદને બીજા પદ સાથે જોડે છે, અને તે વિભક્તિવાળું નામ કે સર્વનામ વિશેષણનું કામ કરે છે: 'લોઢાની પેટી' એમાં 'લોઢાની' ને બદલે 'લોહમય' એમ વિશેષણ વાપરી શકાય છે. માટે છઠ્ઠી વિભક્તિને **વિશેષણ વિભક્તિ** કહે છે. **આ પ્રમાણે વિભક્તિઓના મુખ્ય બે પ્રકાર:** કારક વિભક્તિ અને **વિશેષણ વિભક્તિ.**

## વિભક્તિઓ અને તેમના અર્થ—

**પ્રથમા** વિભક્તિ કેવળ નામાર્થે છે. પ્રત્યય વિનાના પદમાં કેવળ નામનો જ અર્થ છે. હું જાઉં છું, એમાં 'હું' નામાર્થે પ્રથમામાં છે.

મેં ચોપડી વાંચી, એમાં ચોપડી નામાર્થે પ્રથમા છે. 'જાઉં છું' એ ક્રિયાપદમાં જે 'છું' છે તે સૂચવે છે કે કર્તા કોઇ પહેલા પુરુષ એક વચનનો હોવો જોઇએ. તેથી ક્રિયાપદે જ પોતાના સ્વરૂપમાં પોતાના કર્તાનું અભિધાન કર્યું છે, જેથી 'હું' **અભિહિત કર્તા** છે, અને આથી તેને પ્રત્યયની જરૂર રહી નથી. બીજા વાક્યમાં 'વાંચી' ક્રિયાપદમાં જે નારી જાતિનો પ્રત્યય છે તે ઉપરથી જ કર્મનું (ચોપડીનું) અભિધાન થયું છે, અને તેથી જ બીજીનો 'ને' પ્રત્યય લાગ્યો નથી. આને **અભિહિત કર્મ** કહે છે, અને નામાર્થે પ્રથમામાં છે. કર્માર્થે પ્રથમા કહેવાને બદલે નામાર્થે પ્રથમા કહેવી.

તે ઉપરાંત **પ્રથમા વિભક્તિ સંબોધનાર્થે** વપરાય છે: ચીમન, અહીં આવ. 'ચીમન'–સંબોધનાર્થે પ્રથમા.

**વિધેયપૂરક પ્રથમા:** સિદ્ધપુર બહુ પવિત્ર સ્થળ છે. 'સ્થળ' શબ્દ વિધેયપૂરક (Complement) તરીકે વપરાયો છે, પ્રથમામાં છે, અને 'સિદ્ધપુર'ને સમાનાધિકરણ છે.

**દ્વિતીયા**—ઉપર કહ્યું તેમ 'ચોપડી' કર્મ હોવા છતાં **નામાર્થે પ્રથમામાં** મૂકાઇ હતી, પણ જ્યાં સંસ્કૃતના જેવી કર્મણિ રચના રહી ગઇ, અને કર્મણિ અર્થ ભૂસાઇ ગયો ત્યાં જ એવું બને છે, નહિ તો બીજે સ્થળે પ્રત્યય ન હોવા છતાં પણ તેને કર્માર્થે દ્વિતીયા કહેવી પડે, કારણ તેવે પ્રસંગે ક્રિયાપદના રૂપથી તેનો અર્થ ઉક્ત નથી. હું ચોપડી વાંચું છું. આ વાક્યમાં 'વાંચું છું' ઉપરથી કર્તા અભિહિત છે, કર્મ (ચોપડી) નથી, માટે 'ચોપડી' અપ્રત્યય

દ્વિતીયામાં હોવા છતાં તેને 'કર્માર્થે દ્વિતીયા' કહેવી પડશે.

**કર્મના બે પ્રકારઃ પ્રધાન કર્મ અને ગૌણ કર્મ.**

મેં તેને કાગળ આપ્યો. આમાં 'કાગળ' એ **પ્રધાન કર્મ** છે. અને 'તેને' એ ગૌણ કર્મ છે. 'મેં તેને આપ્યો' આમ વાક્ય બોલવાથી 'શું આપ્યું' એ જાણવાની જરૂર ખાસ રહે છે, નહિ તો અર્થ જ સમજાતો નથી, માટે જે કર્મની ખાસ અપેક્ષા રહે તે પ્રધાન કર્મ, અને 'મેં કાગળ આપ્યો' એમાં ખાસ અપેક્ષા રહેતી નથી, માટે જેને વાક્યમાં ન વાપરીએ તોપણ ચાલે એવા કર્મને ગૌણ કર્મ કહે છે. **કાળવાચક દ્વિતીયા**–તે છોકરો બે કલાક મોડો આવ્યો. તે ચાર માસ બેઠો રહ્યો. આમાં 'કલાક' અને 'માસ' દ્વિતીયામાં છે. **સ્થળવાચક દ્વિતીયા**–તે ચાર ગાઉ ચાલ્યો. 'ગાઉ' દ્વિતીયામાં **મર્યાદાવાચક દ્વિતીયા**–તે ૭ ફૂટ ઉંચો છે. પર્વત બે માઇલ લાંબો છે. 'ફૂટ' અને 'માઇલ' બન્ને દ્વિતીયામાં છે. સામાન્ય રીતે પ્રાણીવાચક શબ્દોને બીજીનો 'ને' પ્રત્યય અવશ્ય લગાડાય છે, અન્યને નહીં. 'તેણે મારો છોકરો માર્યો' 'તેણે મારા છોકરાને માર્યો'. એ બન્ને વાક્યોના અર્થભેદ તરફ દૃષ્ટિ કરવી.

**તૃતીયા**

(૧) કર્તાર્થે–તેણે મને લાકડી મારી. 'તેણે' કર્તા છે.

(૨) કરણાર્થે–તે દીવે વાંચે છે. 'દીવે' કરણ છે.

(૩) રીતિ અર્થે–કળે કામ કાઢી લઇએ, 'કળે' રીત સૂચવે છે.

(૪) અંગ વૈકલ્યાર્થે–કાને બહેરો છે. 'કાને' તૃતીયા.

(૫) હેતુવાચક–તે તાવે મરી ગયો. 'તાવે' તૃતીયા.

(૬) ક્રિયાસિદ્ધિમાં લાગતા કાળ અર્થે–તે બાર વરસે વ્યાકરણ ભણી રહ્યો. 'વરસે' ત્રીજી,

(૭) 'કરીને' નામયોગી આવે ત્યારે–તે **તાવે કરીને** મરી ગયો, **હાથે કરીને** દુઃખી થાય છે. અહીં 'તાવે' અને 'હાથે'

બન્ને તૃતીયામાં છે.

(૮) 'વિના' અને 'વગર' નામયોગી સંબંધવાળા નામની પૂર્વે આવે ત્યારે તૃતીયા. વિના કલેશે રહેજે. વગર વિચાર્યે કામ કરવાથી પસ્તાવું પડે છે. 'કુલેશે' અને 'વિચાર્યે' બન્ને તૃતીયામાં છે. (છેલ્લો શબ્દ પ્રથમ ભૂતકૃદંતનું ત્રીજીનું રૂપ છે.)

(૯) સહિતનો અર્થ હોય ત્યારે: ઓડે માથે કેમ ફરે છે? ઉઘાડે શરીરે બહાર ન જવાય. આમાં 'માથે'–માથા સહિત, અને 'શરીરે'–શરીર સહિત, એવો અર્થ છે, બન્ને તૃતીયામાં છે.

(૧૦) ભૂતકૃદન્તનાં રૂપો હેતુ બતાવવા ઘણી વખતે તૃતીયામાં આવે છે. આવ્યે ગયે ઓળખાણ રહે. મારે ગયે પતે એવું છે? બહુ તાણ્યે તૂટી જાય તેમ છે. બહુ ખાધે શરીર બગડે. અહીં 'આવ્યે', 'ગયે', 'તાણ્યે', 'ખાધે' તૃતીયામાં છે. (પ્રથમ ભૂતકૃદન્તનાં રૂપ છે.)

(૧૧) મૂલ્યવાચક શબ્દને લીધે–ચાર રૂપિયે મણ ઘઉં છે. બે આને શેર શાક વેચાય છે. 'રૂપિયે' અને 'આને' બન્ને તૃતીયામાં છે.

(૧૨) વિધ્યર્થ કૃદંત અને 'જોઇએ' ને યોગે: તેણે મારી સાથે આવવું. તેણે પોતાનું કામ કરવું જોઇએ. પતિવ્રતા નારીએ કંથને પૂજવું. અહીં 'તેણે' અને 'નારીએ' તૃતીયામાં છે. 'જોઇએ' માં ફરજનો અર્થ હોય તોજ તૃતીયા, નહીં તો ચતુર્થી.

**ચતુર્થી**

(૧) સંપ્રદાનાર્થે–હું ધોબીને કપડાં આપું છું. 'ધોબીને' ચોથી

(૨) ગમવું, રુચવું, ગોઠવું, ભાવવું, ફાવવું, વગેરે ક્રિયાપદોને યોગે –મને ત્યાં ગમે છે–ગોઠે છે, ફાવે છે, રુચે છે, વગેરે. 'મને' ચોથીમાં છે.

(૩) લાયકી બતાવવા–એને આ કામ લાયક નથી. આમ કરવું તમને ઉચિત નથી. 'એને' અને 'તમને' ચોથીમાં કે છઠ્ઠીમાં.

(૪) સામાન્ય કૃદંતની સાથે 'છ' કે 'હો' નાં રૂપ વપરાયાં હોય

**અને અર્થ જરૂરનો હોય ત્યારે.** મારે ખાવું છે. તેને જ્યારે જવું હશે ત્યારે જશે. વળી એને જવું પડે છે. વગેરેમાં **'મારે' 'તેને' 'એને'** ચોથીમાં છે.

(૫) કેટલાંક કર્મણિ ક્રિયાપદને યોગે-**મને** વસ્તુ દેખાય છે. તમને શું જણાય છે? **'મને' 'તમને'** ચોથીમાં (કર્તાર્થે) છે.

(૬) 'જોઇએ' જરૂરના **અર્થમાં** વપરાયો હોય ત્યારેઃ **મને** ચાર રૂપિયા જોઇએ. **તેને** પાણી જોઇએ છે. **તારે** શું જોઇએ? 'મને' 'તારે' અને 'તેને' ચતુર્થીમાં છે.

**ટીપ**—'તારે' રૂપ અનેક વિભક્તિનું છે. **તારે** ઘેર કોણ આવ્યું છે? આમાં 'તારે' છઠ્ઠી સાથે સાતમીમાં છે. **તારે** ખાવું ન જોઇએ. અહીં છઠ્ઠી સાથે તૃતીયા. 'તારે' માં ત્રીજીનો જ અર્થ મૂળે પ્રધાન હોય એમ જણાય છે. સાતમી અને તૃતીયાના પ્રત્યયો એક થતાં સાતમીનો પણ અર્થ ભળ્યો છે. 'તારે શું જોઇએ?' એને બદલે તને શું જોઇએ? એમ પણ વપરાય છે. માટે ચોથી.

(૭) માલકી બતાવવા–તેને પાંચ ઘર છે. તેને છોકરાં નથી. (આમાં પ્રત્યય 'ને' છે તેથી ચોથી કહેવાની પ્રથા પડી છે, નહિતો માલકી છઠ્ઠી વિભકિતથી જ બતાવી શકાય. (છઠ્ઠી કહેવી વ્યાજબી છે, પ્રત્યય કરતાં અર્થને પ્રાધાન્ય આપવું યોગ્ય છે.)

**પંચમી**—

(૧) અપાદાનાર્થે–તે બારીએથી પડયો. તે ઘેરથી ગયો. તે અમદાવાદથી આવ્યો છે.

(૨) કાળમર્યાદા બતાવવા–તે નાનપણથી જ દુષ્ટ છે. તે મહા મહિનાથી માંદો છે.

સાપેક્ષતુલનામાં–તે દેવદત્તથી નાનો છે. સૌથી મોટો હું છું.

(૪) કંટાળો, વિરામ, નિવૃત્તિ, રક્ષણ, બીક, વગેરેને યોગેઃ તે મારાથી કંટાળે છે. એટલેથી કથા બંધ રાખી. સિંહથી તે બીહે છે.

મેં તેનો રાક્ષસથી બચાવ કર્યો. સંસારથી નિવૃત્ત થયો.

**ટીપ**—ત્રીજીના અર્થમાં 'થી' પ્રત્યય વપરાય છે.

(૧) કરણાર્થે-છરીથી શાક સુધારે છે. (છરી વડે)

(૨) કર્તાર્થે-મારાથી આ કામ કેમ બને? તારાથી ત્યાં ન જવાય. વિક્રમ સંવત્‌ના અરાઢમા સૈકા સુધી કર્તાર્થે ઉપલા દાખલાઓમાં 'એ' પ્રત્યય વપરાતો હતો. મેં આ કામ કેમ બને? તેં ત્યાં ન જવાય. ત્રીજીને ઠેકાણે કર્મણિ કે ભાવે રચનામાં 'થી' પ્રત્યય વપરાયાની શરૂઆત લગભગ સંવત્ ૧૭૦૫ અને તે પહેલાં થવી જોઇએ; કારણ 'છેદાય શિર સહાય પાખે, મજથી નગર નવ પેસાય' એવો પ્રયોગ સંવત્ ૧૭૦૫ માં માધવદાસકૃત 'ઓખાહરણ'માં છે.

**છઠ્ઠી વિભક્તિ** વિશેષણ વિભક્તિ હોઇ ભિન્ન ભિન્ન સંબંધ સૂચવે છે.

(૧) માલકી: પ્રધાનનો પુત્ર, તેનું ઘર, તેને ચાર પુત્ર છે. તેને ઘેર ત્રણ પેટી છે. વાડીને કોટ છે.

(૨) કારણાર્થે: વ્યાધિની પીડા. મરણનો શોક.

(૩) ઉદ્‌ભવ અર્થે: સૂર્યનાં કિરણ, સુરજનું તેજ.

(૪) પ્રકૃતિ-અર્થે: માટીનું વાસણ, સોનાની વીંટી.

(૫) સમાવેશ અર્થે: લાકડાની ગાડી, દારૂની બાટલી, છીંકણીની ડબ્બી, દૂધની દોણી.

(૬) કર્તરિ ષષ્ઠી: રાજાનો માનીતો, નળનો વાળ્યો તે નવ વળ્યો, ઈશ્વરનું ધાર્યું, મારો રડયો, મારો પીટયો, પોપટનું બાધેલું, હાથનાં કર્યાં હૈયે વાગ્યાં, દૂધનો દાઝેલો, દેહનાં દુકૃત દૂર કીજે, ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, આ બધા પ્રયોગોમાં છઠ્ઠી કર્તાર્થે કે કરણાર્થે છે. રાજાનો માનીતો=રાજાએ જેને માન આપ્યું છે તે. ટાળ્યાં તે કોઇનાં નવ ટળે=કોઇએ ટાળેલાં નવ ટળે. અહીં કર્તાર્થે

છે. હાથનાં કર્યાં=હાથ વડે કરેલાં. દૂધનો દાઝ્યો=દૂધ વડે દાઝેલો. છેલ્લાં બે વાક્યોમાં છઠ્ઠી કરણ કે સાધન સૂચવે છે. બન્ને પ્રસંગે એકજ અર્થ 'કર્તરિ ષષ્ઠી'થી સૂચવાશે.

(૭) કર્મણિ ષષ્ઠી–છઠ્ઠી વિભક્તિનું નામ કર્મના અર્થમાં હોય તો કર્મણિ ષષ્ઠી ગણાય છે. કાળાનું ધોળું કરે છે (કાળાને ધોળું કરે છે) અવળાનું સવળ કરો છો (અવળાને સવળ કરો છો.) મૂર્ખનો ચતુર બનાવે છે (મૂર્ખને ચતુર બનાવે છે.) વિદ્યાર્થીની શિક્ષા યોગ્ય ન હતી. (વિદ્યાર્થીને કરેલી)

(૮) સામાનાધિકરણ્ય (એક જ વિભક્તિમાં હોવાપણું Case in apposition)–વડનું ઝાડ (વડ એ જ ઝાડ.)

"તેનું તે, એનું એ, ગામનાં ગામ ઉજ્જડ થયાં, પૈસાના પૈસા ગયા." આ બધા અવતરણમાં મૂકેલા પ્રયોગો છઠ્ઠીના નથી, અને તેમને પાછલા શબ્દને જોડીને લખિયે તો સામાનાધિકરણ્ય, નહિ તો જો ભિન્ન શબ્દ તરીકે અનુસ્વાર રહિત લખિએ તો પ્રાકૃત અવધારણ અવ્યય ણહનું વિકારી રૂપાન્તર. (છઠ્ઠીનો પ્રત્યય નહિ.)

(૯) ક્યારનું કામ થઇ રહ્યું છે તે જણાવવા, તથા કેવળ કાળ બતાવવા: તે સવારનો માંદો છે. હું સવારનો અહીં બેઠો છું. આ બન્ને વાક્યોમાં છઠ્ઠીનો પ્રયોગ પાંચમીના અર્થમાં થયો છે, તે ધ્યાનમાં રાખવું. સવારનો=સવારથી. તે રાતનો જાગે છે. દિવસનો ઉંઘે છે. આ બે દાખલામાં છઠ્ઠીનો પ્રયોગ સાતમીના અર્થમાં થયો છે. રાતનો=રાત્રે. દિવસનો=દિવસે.

(૧૦) ત્રીજીના અર્થમાં: મનનો નબળો. શરીરનો મજબૂત. જાતનો વાણીઓ. દિલનો ઉદાર. વગેરે

(૧૧) નામયોગીને યોગે: મારી પાસે, તેની નજીક, ઘરની અંદર, ઘર માંહે (ઘર શબ્દ છઠ્ઠી) મારે કાજે, તેને માટે.

## સાતમી વિભક્તિ

(૧) સ્થળઃ તે ગામમાં રહે છે. તેને માથે ટોપી છે, તે તેને ગામ ગયો છે. તે નિશાળે ગયો છે. તે ખેડે ગયો છે. તે પોતાને મોસાળ ગયો છે. ઉપલાં વાક્યોમાં 'ગામ' અને 'મોસાળ' ને વિભક્તિનો પ્રત્યય નથી, પરંતુ તેની વિભક્તિ નક્કી કરવાને તેમની પછવાડે આવેલાં વિશેષણ 'તેને' અને 'પોતાને' બતાવી આપે છે કે તે બન્ને શબ્દો સાતમીમાં છે. (પ્રત્યયનો લોપ થયો છે.) 'પુણ્યરંગ પાટણિ તે ગયા' આ પ્રમાણેનો પ્રયોગ ઇ. સ. ના પંદરમા શતકમાં રચાયલા 'પ્રબોધ ચિંતામણિ' નામના ગ્રંથમાં થયો છે.

(૨) કાળઃ હું એક માસમાં આવીશ. સવારમાં વહેલા ઉઠજો.

(૩) તૃતીયાર્થેઃ સો રૂપીયામાં આ ઘોડો વેચાય છે. પચીસ રૂપીયામાં તેમનું ભરણ–પોષણ ન થાય.

(૪) નિર્ધારણ કે સર્વ સાપેક્ષ તુલનામાંઃ તે સૌમાં શ્રેષ્ઠ છે,

(૫) સતિસપ્તમી કે કેવળપ્રયોગી પ્રથમાઃ સૂર્ય ઉગતાં તે નાશી ગયા. યુદ્ધ થયે બહુ વર્ષ થયાં. જતે દિવસે પાપનું ફળ મળ્યા સિવાય રહેતું નથી. આ વાક્યોમાં 'સૂર્ય' 'યુદ્ધ' અને 'દિવસે' સતિ સપ્તમીમાં છે. પ્રથમ બે શબ્દોના પ્રત્યયનો ઉપર કહ્યા પ્રમાણે લોપ થયો છે.

(૬) 'થઇને' એ શબ્દને યોગે સપ્તમીઃ (પ્રત્યયનો કોઇ વખત લોપ થાય છે) હું અમદાવાદ થઇને આવીશ. મારે ઘેર થઇને જજો. તમે પેલે માર્ગે થઇને આવજો. આમાં 'અમદાવાદ,' 'ઘેર' અને 'માર્ગે' સપ્તમીમાં છે. પણ 'તે ચોર કયે માર્ગે ગયો ?' તેમજ 'તે ગાડીએ આવ્યા.' એમાં 'માર્ગે' અને 'ગાડીએ' ત્રીજીમાં ગણાશે, કારણ કે તે સાધન સૂચવે છે. 'તે ગાડીમાં આવ્યા' એવો પ્રયોગ પણ થાય છે.

## અવ્યય અને તેના પ્રકાર

જે શબ્દના સ્વરૂપમાં કોઇ પણ જાતનો ફેરફાર ન થાય તે અવ્યય. નામ, સર્વનામ, વિશેષણ, વગેરેમાં જાતિ, વચન, વિભક્તિ, અને પુરુષને લીધે ફેરફાર થાય છે. તેવો ફેરફાર અવ્યયમાં થતો નથી, છતાં શબ્દને કોઇ કોઈ વખત અમુક જ વિભક્તિના પ્રત્યયો લાગે છે, પણ તે શબ્દો સર્વદા તેજ સ્વરૂપમાં તે અર્થમાં વપરાય છે; તેને ગમે તે વિભક્તિના પ્રત્યયો લાગતા નથી, માટે તે પ્રત્યય છતાં તેમને અવ્યય કહેવામાં આવે છે. જલદી, રખે, માટે, કાજે જ્યાંથી, ક્યારનો, વગેરે. આમાં કેટલાકને સાતમી, પાંચમી, અને છઠ્ઠીના પ્રત્યયો લાગ્યા છે. 'માટે' ને બદલે 'માટેમાં' 'કાજે' ને બદલે 'કાજેથી', 'જ્યાંથી' ને બદલે 'જ્યાંમાં' 'ક્યારનો' એને બદલે 'ક્યારમાં' એમ ન થાય, માટે અમુક વિભક્તિઓના પ્રત્યયોની ઉપેક્ષા કરી તેમને અવ્યય ગણવામાં આવે છે.

અવ્યયને તેમનાં કાર્ય ઉપરથી ચાર વિભાગમાં વહેંચ્યા છે. (૧) ક્રિયાવિશેષણ અવ્યય, (૨) નામયોગી અવ્યય, (૩) ઉભયાન્વયી અવ્યય, (૪) અને કેવળપ્રયોગી અવ્યય.

## ક્રિયાવિશેષણ અવ્યય

જે અવ્યય ક્રિયાપદનું વિશેષણ બને છે, એટલે ક્રિયાના અર્થમાં વધારો કરે છે તેને ક્રિયાવિશેષણ અવ્યય કહે છે. વિશેષણ જેમ નામનો ગુણ બતાવે છે તેમ ક્રિયાવિશેષણ ક્રિયા કયાં બને છે, ક્યારે બને છે, કેવી રીતે બને છે, કયા હેતુથી બને છે, કે નથી બનતી, કે તેનું બનવું નક્કી છે કે સંશયયુક્ત છે, એમ જણાવે છે. આવી રીતે ક્રિયાના અર્થમાં તે વધારો કરે છે.

અંગ્રેજીમાં ક્રિયાવિશેષણ (Adverb)ની વ્યાખ્યા, An adverb is a word which modifies a verb, an adjective, or another adverb', એ પ્રમાણે કરે છે. ગુજરાતીમાં તે

પ્રમાણે કરવામાં આવ્યું છે: એટલે ક્રિયાવિશેષણ અવ્યય ક્રિયાપદના, વિશેષણના, કે બીજા ક્રિયાવિશેષણના અર્થમાં વધારો કરે છે. તે છોકરો **જલદી** આવ્યો. 'જલદી' ક્રિયાપદનો ગુણ બતાવે છે. તે **ઘણો** સારો છોકરો છે. ('ઘણો' 'સારો' નો એટલે વિશેષણનો ગુણ બતાવે છે. તે છોડી **ઘણી** મોડી આવી. ('મોડી' ક્રિયાવિશેષણ, તેનો ગુણ 'ઘણી' બતાવે છે.)

પરંતુ જે શબ્દ વિશેષણનો ગુણ બતાવે તેને ક્રિયાપદ જોડે કશો સંબંધ નથી, તો પછી તેને ક્રિયાવિશેષણ અવ્યય શા માટે કહેવું? જેમ, તે છોકરો **ઘણો** હોંશિયાર છે. અહીં 'ઘણો' એ ક્રિયાનું વિશેષણ નથી, પણ 'હોંશિયાર'નું છે, અને 'હોંશિયાર' ક્રિયાપદના અર્થમાં વધારો કરતું નથી; માટે 'ઘણો' એ 'હોંશિયાર'નું વિશેષણ: એટલે વિશેષણનું વિશેષણ છે. વિશેષણનાં જાતિવચન પ્રમાણે તેના રૂપમાં પણ ફેરફાર થાય છે: તે છોકરો **ઘણો** સારો. તે કન્યા **ઘણી** સારી છે. તે છોકરાં **ઘણાં** સારાં છે. **ઘણા** સારા છોકરાને ઇનામ આપો. ઘણી વખત ક્રિયાવિશેષણને જાતિવચનના પ્રત્યયો લાગે છે, અને વિકારી બને છે. જેમ, તે મોડો આવ્યો. તે છોડી **મોડી** આવી. છોકરાં મોડાં આવ્યાં. આવે સ્થળે 'મોડો' એ ક્રિયાપદનો ગુણ બતાવે છે, એટલે તેને કેવળ 'ક્રિયાવિશેષણ' કહેવું ઉચિત છે; 'ક્રિયાવિશેષણ અવ્યય' ન કહેવું, કારણ જાતિવચનના પ્રત્યય લાગી વિકાર પામે છે. ક્રિયાવિશેષણ અવ્યયનો ગુણ બતાવે તેને પણ ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય, કારણ આડકતરી રીતે તે પણ ક્રિયાના અર્થમાં વધારો કરે છે; પરંતુ તેના રૂપમાં વિકાર થતો હોય તો માત્ર ક્રિયાવિશેષણ કહેવું યુક્ત છે: તે છોડી **ઘણું** ધીમુ ચાલે છે. તે છોકરો **ઘણું** ધીમુ ચાલે છે. તે છોકરાં **ઘણું** ધીમુ ચાલે છે. આ વાક્યોમાં જાતિવચન ફેરવવા છતાં 'ઘણું' અને 'ધીમુ' બન્ને અવિકારી રહ્યા છે; માટે બન્ને ક્રિયાવિશેષણ અવ્યય

છે. પણ તે છોકરો ઘણો ધીમો ચાલે છે. તે છોડી ઘણી ધીમી ચાલે છે. તે છોકરાં ઘણાં ધીમાં ચાલે છે. આ વાક્યોમાં બન્ને 'ઘણો' અને 'ધીમો' વિકાર પામે છે, માટે બન્નેને માત્ર 'ક્રિયાવિશેષણ' કહેવા.

આ ઉપરાંત 'એ', 'પણ', 'ય', 'જ', અને 'તો', વગેરે અવ્યયો ક્રિયાપદની જોડે સંબંધ નહિ રાખતા હોવાથી ક્રિયામાં વધારો કરતા નથી, તેમ તેમના રૂપમાં વિકાર થતો નથી, માટે તેમને 'ક્રિયાવિશેષણ અવ્યય' ન કહેતાં માત્ર 'અવ્યય' કહેવાઃ તમે એ જશો ! હું પણ આવીશ. મારે ય કામ છે, તમે જ આવજો. આ કામ તો ઠીક થયું છે. ઉપલા દાખલામાં કદાપિ આડકતરી રીતે ક્રિયાપદ સાથે તેમનો સંબંધ જણાય, કારણ કારક વિભક્તિમાં નામ કે સર્વનામનો સંબંધ ક્રિયાપદ જોડે છે, અને તેને લીધે આ અવ્યયોનો પણ આડકતરો સંબંધ માનિયે, પણ જ્યાં વિશેષણવિભક્તિની (છઠ્ઠીની) સાથે આ અવ્યયો વપરાયા હોય છે ત્યાં તો તેમને ક્રિયાપદની સાથે કશું લેવા દેવા નથી. કોનું ઘર પડયું ! મારૂં જ ઘર પડયું. (અહીં બીજાનું ઘર નહિ-માત્ર એટલો અર્થમાં વધારો થાય છે). માટે એક ધોરણ રાખી 'અવ્યય' કહેવા ઠીક છે, પણ ક્રિયાપદનો ગુણ બતાવે ત્યારે ક્રિ. વિ. અવ્યય. જેમ, તે રમશે જ.

કાળવાચક—ક્યારે, જ્યારે, ત્યારે, હાલ, હમણાં, હવે, તુરત, વગેરે.

સ્થળવાચક—આઘો, પાછો, છેટે, દૂર, આગળ, પાછળ, આમ, વગેરે.

રીતિવાચક—એમ, તેમ, જેમ, એવું, આમ, ધબધબ, ખડખડ, ઝટપટ, વગેરે.

સંશયવાચક—કદાચ, કદાચિત્, કદી, રખેને, વગેરે.

નિશ્ચયવાચક—ખરેખર, જરૂર, જ, બેશક, નક્કી, અવશ્ય, વગેરે.

સંભાવનાવાચક—શકે, રખે, શું, જાણે, વગેરે.

હેતુવાચક—કેમ.

નકારવાચક—ન, ના, નહીં, મા.

સ્વીકારવાચક—ઠીક, હા, ભલે, વારુ, વગેરે.

## નામયોગી અવ્યય

યોગ=સંબંધ. યોગ જેને છે તે યોગી. નામ કે સર્વનામ સાથે જે અવ્યયનો સંબંધ હોય છે તે **નામયોગી અવ્યય** કહેવાય છે. આ અવ્યયનું મુખ્ય કામ વિભક્તિના પ્રત્યયોની ગરજ સારવાનું છે. મારે માટે, તાવ વડે, માથા કરતાં, ઘર માંહે. આ દાખલામાં અનુક્રમે **ચોથી, ત્રીજી, પાંચમી,** અને **સાતમી**ના પ્રત્યયની ગરજ સારે છે. માટે એમ ન કહેવાય કે 'મારે' ચોથીમાં છે, કે 'તાવ' ત્રીજીમાં છે. નામયોગીની પૂર્વનું નામ કે સર્વનામ, પ્રત્યય લાગ્યો હોય કે ન લાગ્યો હોય પણ, છઠ્ઠી વિભક્તિનું છે. માટે ઉપલા દાખલામાં મારે–તાવ–માથા–ઘર, એ શબ્દો છઠ્ઠી વિભક્તિમાં છે. આ વાત ખાસ લક્ષમાં રાખવાની છે.

ઘણાં ખરાં નામયોગી અવ્યયો સંસ્કૃત નામ, વિશેષણ, કે કર્મણિ ભૂતકૃદંત ઉપરથી આવેલાં હોવાને લીધે કોઇ કોઇને જાતિ અને વચના પ્રત્યયો લાગે છે. આવે સ્થળે તેમને માત્ર **નામયોગી** કહેવાં. તે મારી **સરસો** બેઠો છે. છોકરાં મારા **સરસાં** બેઠાં છે. તે બન્ને જણ મારી **ભેગા** રહે છે. તે મારી **ભેગો** રહે છે. વાડીને **લગતી** ઓરડી છે. નિશાળને **લગતો** કોટ છે, વગેરેમાં જાતિ માટે વિકાર થાય છે, માટે કેવળ 'નામયોગી'.

**ટીપ**—સરસો સં. सदृश ઉપરથી सरिसो–સરસો થયો છે, માટે વિકારી. ભાષાની ગતિ ન્યારી છે. સંસ્કૃતમાં सदृक्ष અને सदृश બન્નેનો અર્થ 'જેવો' છે. सदृक्ष ઉપરથી 'સરખો' વિશેષણ તરીકે

મૂળ અર્થમાં કાયમ રહ્યું, જ્યારે सदृश ઉપરથી 'સરસો' 'પાસે' ના અર્થમાં બદલાઈ ગયું.

તે તાવે કરીને (तापेन करणेन–તાપ–તાવને કરણ–હથીયાર બનાવ્યાને–કરીને–તાવ વડે) મરી ગયો. 'કરીને' નામયોગી છે, છતાં 'તાવે'ની વિભક્તિ ત્રીજી છે, કારણ કૌંસમાં બતાવ્યા પ્રમાણે મૂળ શબ્દ तापेन ત્રીજીમાં છે, તેમ જ 'કરીને' નામયોગી ત્રીજી વિભક્તિના નામ करण ઉપરથી નીકળ્યું છે.

મારા કરતાં તે ઊંચો છે. અહીં 'કરતાં' નામયોગી છે. પાંચમીની ગરજ સારે છે.

શામળીયા શું લાગ્યો સ્નેહ. આ વાકયમાં 'શું' 'સાથે'ના અર્થમાં વપરાયો છે. તેને નામયોગી ગણવો કે પછી સંયુક્ત શબ્દ લખી આખા સંયુક્ત શબ્દને તૃતીયાન્ત ગણવો.

કેટલાક ક્રિયાવિશેષણ અને નામયોગી અવ્યયો બન્ને તરીકે વપરાય છે. તેનો વિવેક વાકયમાંના પ્રયોગ ઉપરથી સમજી લેવો. અંદર, મધ્યે, આગળ, ઉપર, નીચે, સુધી, લગણ, કાજે, વાસ્તે, પહેલાં, લીધે, વિના, વગર, પેઠે, તરીકે, બાદ, તળે, આસપાસ, વિષે વગેરે નામયોગી અવ્યય.

## ઉભયાન્વયી અવ્યય

(ઉભય=બે. અન્વય=સંબંધ) જે અવ્યય બે વાકય કે બે પદને જોડે તે ઉભયાન્વયી અવ્યય કહેવાય છે. 'ઉભય' શબ્દ મોઘમ છે, તેથી વાકય અને શબ્દ બન્નેનો તેમાં સમાવેશ થઇ શકે; પણ 'વાકયયોગી' એટલો અર્થસૂચક નથી. રાજા પોતાની પ્રજાનું રક્ષણ કરે છે અને તેમનું કલ્યાણ સાધે છે. અહીં 'અને' અવ્યય (૧) રાજા પોતાની પ્રજાનું રક્ષણ કરે છે, અને (૨) રાજા પોતાની પ્રજાનું કલ્યાણ સાધે છે, એ બે વાકયોને જોડે છે. રાજા અને પ્રજાનું હિત થાય છે–રાજાનું હિત થાય છે, અને પ્રજાનું હિત થાય છે.

આ પ્રમાણે બે વાક્યોને જોડે છે, પણ બે ને બે મળી ચાર થાય. આ વાક્યમાં બે શબ્દોને જ જોડે છે, કારણ બે કોઈ દિવસ ચાર થાય નહીં. વળી મગનલાલ તમારી અને મારી વચ્ચે બેઠો છે. સ્ત્રી અને પુરુષ દંપતી કહેવાય છે. અહીં પણ 'અને' બે શબ્દોને જ જોડે છે.

પ્રકાર–(૧) સમુચ્ચયવાચકઃ અને, ને, તથા, તેમજ.

(૨) વિકલ્પવાચકઃ યા, વા, અથવા, કે, કિંવા, વગેરે.

(૩) કારણકાર્યદર્શકઃ કારણકે, કેમકે, માટે, નહિતો, વગેરે.

(૪) વિરોધદર્શકઃ પણ, પરંતુ, છતાં, તોપણ, ઉલટું, વગેરે.

(૫) સંકેતવાચકઃ જો, જોકે, અગર જો (અગર જો. વિકલ્પ ને સંકેત) આમની પછી 'તો' કે 'તોપણ' ની અપેક્ષા રહે છે.

(૬) સંબંધવાચકઃ જ્યારે, જ્યાં, જેમ. (ત્યારે, ત્યાં તેમની અપેક્ષા રાખે છે.

(૭) સ્વરૂપબોધકઃ અર્થાત્, એટલે.

હિન્દુસ્તાન ફળદ્રૂપ છે એટલે ત્યાં સારો પાક થાય. (સ્વરૂપ)
ત્યાં પ્લેગ ચાલે છે, એટલે તમારે અહીં આવવું. (પરિણામ)
જે, કે આ બે અવ્યયો મુખ્ય વાક્ય તેમજ ગૌણ વાક્યને જોડે છે.
તેણે કહ્યું કે હું નહીં આવું (મુખ્ય વાક્ય અને નામ વાક્ય)
તેણે કહ્યું જે હું નહીં આવું ,, ,,
તે છોકરો કે તેની બેન આવશે. (વિકલ્પ. સ્વતંત્ર વાક્યો)
તે એટલું સુંદર છે કે મનને હરે છે. (પરિણામ સૂચવે છે)

## કેવળપ્રયોગી અવ્યય

જે અવ્યયોનો વાક્યમાં કેવળ પ્રયોગજ થાય છે, એટલે જેમને વાક્યના અન્ય શબ્દો જોડે કશો સંબંધ નથી તેમને કેવળપ્રયોગી અવ્યય કહે છે. વાક્યપૃથક્કરણમાં એમને ટાળી મૂકવાના છે. આ અવ્યયો એકાએક હર્ષ, શોક, ભય, આશ્ચર્ય, વિનય, વગેરેના સૂચક

છે. એટલું યાદ રાખવું કે તે અવ્યયો ઉદ્ગારવાચક હોય તોજ કેવળપ્રયોગી ગણાય.

હર્ષવાચક: વાહ, ધન્ય, હાસ, શાબાશ, ભલે, વગેરે.

શોકવાચક: અરેરે, શિવશિવ, હાયહાય, અરે બાપ, વગેરે.

આશ્ચર્યદર્શક: આહા, હેં, ઓહો, લે, જો, બા, અધધ, વગેરે.

ધિક્કારદર્શક: છટછટ, થૂથૂ, ફટ, છીછી, ધિક્, વગેરે.

વિનયવાચક: જી, જી સાહેબ, મહારાજ, રામરામ, વગેરે.

ક્રોધવાચક: ચૂપ,

સંબોધનવાચક: હે, અલ્યા, અરે, ઓ, વગેરે.

સૂચનાવાચક: ખબરદાર, જોજો હોં, હોં, વગેરે.

## કૃદંત અને તેના પ્રકાર

કૃદંત એ ક્રિયાપદનું જ રૂપ છે, પણ તેનો ક્રિયાપદ તરીકે ઉપયોગ થતો નથી. **કૃત્ પ્રત્યય જેને અન્તે છે તે કૃદંત**, એમ કૃદન્ત શબ્દ બહુવ્રીહિ સમાસ છે. કૃદન્ત જો સકર્મક ધાતુ ઉપરથી થયું હોય તો તેને કર્મ હોઇ શકે. જેમ, તે કામ કરીને થાકી ગયો. અહીં ક્રિયાપદ 'થાકી ગયો' છે, અને કૃદન્ત 'કરીને' છે. તે કૃદન્ત 'કર' સકર્મક મૂળ ઉપરથી થયેલો હોવાથી 'કામ' તેનું કર્મ છે. ક્રિયાપદના મૂળરૂપ ઉપરથી, પ્રેરકરૂપ ઉપરથી, અને કર્મણિરૂપ ઉપરથી કૃદન્ત બને છે.

| પ્રકાર | મૂળરૂપ | પ્રેરકરૂપ | કર્મણિરૂપ |
|---|---|---|---|
| વર્તમાન કૃદન્ત— | કરતો-તી-તું; | કરાવતો-તી-તું; | કરાતો-તી-તું. |
| પ્રથમ ભૂતકૃદન્ત— | કર્યો-રી-ર્યું; | કરાવ્યો-વી-વ્યું, | કરાયો-ઇ-યું. |
| દ્વિતીય ભૂતકૃદન્ત— | કરેલો-લી-લું, | કરાવેલો-લી-લું; | કરાયલો-લી-લું. |
| ભવિષ્ય કૃદન્ત— | કરવાનો-ની-નું; | કરાવવાનો-ની-નું; | કરાવાનો-ની-નું. |
| વિધ્યર્થ કૃદન્ત— | કરવો-વી-વું; | કરાવવો-વી-વું; | કરાવે-વી-વું. |
| સંબંધક ભૂતકૃદન્ત— | કરી-કરીને; | કરાવી-વીને; | કરાઇ-ઇને |

કર્તૃવાચક કૃદન્ત—કરનારો-રી-રું; કરાવનારો-રી-રું; કરાનારો-રી-રું.
હેત્વર્થ કૃદન્ત—કરવા-કરવાને; કરાવવા-વાને; કરાવા-કરાવાને.
સામાન્ય કૃદન્ત-વિભક્તિના પ્રત્યયો લાગે છે.

ઉપરનાં રૂપ ઉપરથી સમજાશે કે સંબંધક ભૂતકૃદન્ત, સામાન્ય કૃદન્ત, અને હેત્વર્થ કૃદન્ત સિવાય બીજાં કૃદન્તોને જાતિવાચક પ્રત્યયો લાગે છે. સંબંધક ભૂતકૃદન્તને 'અવ્યયરૂપ ભૂતકૃદન્ત' એવું નામ પણ આ કારણથી અપાય છે. વિધ્યર્થ કૃદન્ત અને હેત્વર્થ કૃદન્તનો વિવેક કરતાં જાણવું જોઇએ કે વિધ્યર્થ કૃદન્તમાં ધર્મ કે ફરજનો અર્થ મુખ્ય છે, અને હેત્વર્થ કૃદન્તમાં હેતુ પ્રધાન છે. તારે પાઠ કરવો જોઇએ. એમાં ફરજ સૂચવે છે. તે પાઠ વાંચવા કે વાંચવાને ઘેર ગયો. આમાં હેતુ (શામાટે ગયો?) પ્રધાન છે. આ પ્રમાણે જ્યાં કેવળ 'વા' કે 'વાને' લાગ્યો હોય, અને હેતુનો અર્થ હોય ત્યાં જ હેત્વર્થ કૃદન્ત કહેવું. અન્ય સ્થળે વિધ્યર્થ કૃદન્ત કહેવું. પણ, કામ કરવાથી થાકી ગયો. બેસી રહેવાનો આ વખત ન હોય. આમાં 'કરવાથી' અને 'રહેવાનો' એ સામાન્ય કૃદન્ત છે, કારણ મૂળનો ફરજ-અર્થ નષ્ટ થયો છે, અને અનુક્રમે પાંચમી અને છઠ્ઠીના પ્રત્યય તેમને લાગ્યા છે.

## કૃદન્તનો ઉપયોગ

**(૧) વર્તમાન કૃદન્ત—**

૧. વિશેષણ-તેણે ઉડતું પક્ષી પાડયું. બોલતો પોપટ, વહેતી નદી.

૨. અવ્યય-તેણે દોડતાં દોડતાં ઠોકર ખાધી.

૩. નામ-તેને લખતાં આવડતું નથી. ખાતાં ખાંડ આવતાં રેત છે.

૪. ક્રિયાપદ-તેઓ સવારમાં વહેલા ઉઠતા (ટેવ)

૫. આજ્ઞા બતાવે છે-(ક્રિયાપદ તરીકે) ત્યાં જતો ના.

૬. નામયોગી-(કરતાં) મારા કરતાં તે ઊંચો છે.

૭. મિશ્રકાળ બનાવવા-લખતો નથી. કામ બગડતું હતું.

૮. સંયુક્ત ક્રિયાપદમાં-એવું થતું આવ્યું છે. કામ બગડતું જાય છે.

૯. સંબંધક ભૂતકૃદન્ત તરીકે-તે મારતો ને નાઠો. જોતો આવજે. ક્રિયાતિપત્ત્યર્થમાં-જો તે ન આવ્યો હોત તો દુઃખી થાત.

(ક્રિયાપદ તરીકે અવિકારી રૂપ)

(૨) **પ્રથમ ભૂતકૃદન્ત—**

(૧) ક્રિયાપદ-તે ગયો. હું આવ્યો.

(૨) નામ-મારૂં કહ્યું માનો ન બોલ્યામાં નવ ગુણ.

(૩) વિશેષણ-લખ્યા લેખ મટે નહિ. ધાર્યું કામ કરે છે.

(૪) મિશ્રકાળમાં-તે બોલ્યો છે. હું ગયો હતો.

(૫) સંયુક્ત ક્રિયાપદમાં-તે રમ્યા કરે છે, ખાધા કરે છે.

(૬) સતિસપ્તમીમાં-શોક કર્યે શું થાય? વરસાદ આવ્યે સૌ સારાં વાનાં, મારે ગયે ચાલશે?

(૩) **દ્વિતીય ભૂતકૃદન્ત—**

(૧) ક્રિયાપદ-આપે કહેલું કે તમારે પાછા ન આવવું.

(૨) નામ-એનું લખેલું એ વાંચી શકે. બોલેલું પાળજો.

(૩) વિશેષણ-લખેલો પત્ર ફાડી નાખ્યો. મરેલો સર્પ.

(૪) **ભવિષ્ય કૃદન્ત—**

(૧) ક્રિયાપદ-હું તો જવાનો.

(૨) વિશેષણ-લખવાનો વિચાર.

(૩) નામ-મારૂં જવાનું અનિશ્ચિત છે. લખવાનું જડતું નથી.

(૪) ઇચ્છાવાચક કાળ-હું જવાનો છું-જવાનો હતો. (છ-હો ધાતુ સાથે આવતાં)

**(૫-૬) વિધ્યર્થ અને સામાન્ય કૃદંત.**

(૧) ક્રિયાપદ-વખત નકામો ગૂમાવવો નહીં. દાતાર હોય તેણે

દાન દેવું. પતિવ્રતા નારીએ કંથને પૂછ્યું. અહીં **વિધ્યર્થ કૃદંત** છે.

(૨) નામ તરીકે–તમારે જે કહેવું હોય તે કહો. મારે તમને વાત કહેવી હતી. વધારે બોલવામાં માલ નથી. મહેનત કરવાથી થાકી ગયો. અહીં **સામાન્યકૃદંત** છે.

ત્રીજી સિવાય અન્ય વિભક્તિમાં સામાન્ય કૃદંત વપરાય છે. ચોથીમાં હેત્વર્થ કૃદન્ત અને સામાન્ય કૃદન્ત એકરૂપ છે. ઉપરના પહેલા વાક્યમાં, **તમારે** ચોથી વિભક્તિમાં, કહેવું કર્તા, **હોય** ક્રિયાપદ છે. બીજા વાક્યમાં, **મારે**–ચોથી, **તમને**–ગૌણ કર્મ, વાત–પ્રધાન કર્મ (અને કર્મ 'કહેવી' સામાન્યકૃદન્તનાં,) કહેવી-કર્તા, **હતી**-ક્રિયાપદ છે.

જ્યાં સામાન્ય કૃદન્તની પછી 'હો' કે 'છ' ધાતુનાં રૂપ આવ્યાં હોય, અને ઇચ્છા કે જરૂરનું સૂચન હોય ત્યાં મૂળ કર્તા ચોથીમાં આવે છે. જેમ, (૧) મારે આજે ઘણાં કામ કરવાં છે. (૨) તેને જવું હતું. પણ જ્યાં ફરજ–ધર્મ–વિધિ હોય છે અગર પછી 'જોઇએ' આવ્યું હોય તો અવશ્ય ત્રીજી મૂકવી. **વિધ્યર્થ કૃદંત** તેણે આવવું. ભોગીઆ હોય તેણે ભોગ તજવા. મારે જવું જોઇએ, તારે જવું જોઇએ, તેણે લખવું જોઇએ. આમાં તેણે–મારે–તારે, બધા ત્રીજી વિભક્તિમાં છે.

(૭) **અવ્યયરૂપ ભૂતકૃદંત**–જ્યારે બે અથવા વધારે ક્રિયાઓનો કર્તા એક હોય ત્યારે ગૂજરાતીમાં લાઘવ સારૂ પહેલા કે પહેલાં ક્રિયાપદોને આ ભૂતકૃદન્તના રૂપમાં મૂકી છેલ્લા ક્રિયાપદને જ ક્રિયાપદ તરીકે વાપરવામાં આવે છે. જેમ, 'નાચી કૂદીને ઉદર ભરે તે મોસાળુ ક્યાંથી કરે ?' આમાં ત્રણ ક્રિયાઓ થાય છે, નાચવાની, કૂદવાની, અને (મોસાળુ) કરવાની. પ્રથમ બેને કૃદન્ત બનાવી વાક્ય નાનું અને સુંદર બનાવ્યું છે.

(૧) અવ્યયરૂપ ભૂતકૃદંતઃ રમીને આવજો.

(૨) ક્રિયાવિશેષણ અવ્યય–રોઇ રોઇ રાતી આંખડી. ફરી ફરીને બોલશો નહીં. (દ્વિર્ભાવ પામે ત્યાં)

(૩) સંયુક્ત ક્રિયાપદમાં–આપી દેજો. નાશી જજો. લખી નાખ, બોલી રહ્યો, આવી પડયું, વગેરે.

(૮) કર્તૃવાચક કૃદંત–આનાં વિકારી અને અવિકારી બે રૂપ છે.

(૧) વિકારી–કરનારો. કરનારી, કરનારું.

(૨) અવિકારી–કરનાર (ત્રણે જાતિમાં)

(૧) નામ–મોગલ રાજ્યનો સ્થાપનાર કોણ હતો ? તે પ્રખ્યાત ગાનારી છે.

(૯) હેત્વર્થ કૃદન્ત—

(૧) તે રમવા કે રમવાને બહાર ગયો છે. (હેત્વર્થ કૃદન્ત) પણ તેની પાસે પહેરવાને કપડાં નથી. (સામાન્ય કૃદન્ત ચોથી વિ૦)

(૨) સંયુક્ત ક્રિયાપદ–મારે તને કયાં શોધવા જવો ? (શોધવા જવો=શોધવો–સંયુક્ત ક્રિયાપદ)

## ક્રિયાપદ અને તેના પ્રકાર

વાકયમાં જે પદ ક્રિયાવાચક હોય છે, અને વાકયનો અર્થ પૂરો કરે છે તેને ક્રિયાપદ કહે છે. ક્રિયાપદ બે જાતનાં છે, (૧) સકર્મક (૨) અકર્મક.

સકર્મક ક્રિયાપદને કર્તા અને કર્મ બન્ને હોય છે, અને અકર્મક ક્રિયાપદને કેવળ કર્તા હોય છે. ક્રિયા જેના ઉપર આધાર રાખે છે, એટલે ક્રિયા જેનાથી થાય છે તે કર્તા. ક્રિયાના ફળનો આશ્રય, એટલે ક્રિયા જેના ઉપર બને છે તે કર્મ.

(૧) તે છોકરો જાય છે. (અકર્મક)

(૨) તે છોકરો ચોપડી વાંચે છે. (સકર્મક)

અપૂર્ણ ક્રિયાવાચક ક્રિયાપદ–જ્યારે વાકયમાં ક્રિયાપદ વાપરવા છતાં અર્થ પૂર્ણ થતો નથી, અને કેટલાક અન્ય શબ્દોની અપેક્ષા

રાખે છે; તે મૂકાય ત્યારે જ અર્થ પૂરો થાય, આવાં ક્રિયાપદને **અપૂર્ણ ક્રિયાવાચક ક્રિયાપદ** કહે છે. (Verbs of incomplete predication) આમાં કેટલાંક સકર્મક ક્રિયાપદ છે. તેમનું કર્મ આવ્યા છતાં અર્થ અધૂરો રહે છે. રાજાએ તેને બનાવ્યો. કર્મ વાપર્યું છે, છતાં અર્થ પૂરો થયો નથી. રાજાએ તેને પ્રધાન બનાવ્યો. એમ 'પ્રધાન' શબ્દ મૂકીએ ત્યારે અર્થ પૂરો થાય છે. આવી રીતે અર્થ પૂરો કરનાર શબ્દ કે શબ્દોને **'વિધેયપૂરક'** કહે છે.

હોવું, દેખાવું, નીવડવું, કહેવાવું, ગણવું, ગણાવું, માનવું, મનાવું, વિચારવું, વિચારાવું, ધારવું, ધરાવું, બનાવવું, વગેરે મૂળ તેમજ કર્મણિ રૂપોનાં ક્રિયાપદો અપૂર્ણ ક્રિયાવાચક ક્રિયાપદો છે. એક રીતે તો બધાં સકર્મક ક્રિયાપદો આવાં છે, કારણ તેમને પણ કર્મની અપેક્ષા રહે છે. પણ આ ક્રિયાપદોમાં તો કર્મ હોવા છતાં પણ અર્થ પૂરો થતો નથી, માટે સકર્મક ક્રિયાપદ માત્રનો આમાં સમાવેશ ન થઇ શકે.

**ભાવકર્તૃક ક્રિયાપદ**–જ્યારે ક્રિયાપદનો કર્તા સ્વતંત્ર ન હોય, અને કર્તા ક્રિયાનો માત્ર ભાવ જ હોય, અને તે ક્રિયાપદ ઉપરથી જ સમજવાનો હોય ત્યારે ક્રિયાપદને **ભાવકર્તૃક** ક્રિયાપદ કહે છે. આવે વખતે ક્રિયાપદને **અકર્તૃક** ક્રિયાપદ કહેવું વ્યાજબી નથી. આજે બહુ ધામે છે. આજે બહુ કઠે છે. મને પેટમાં દુ:ખે છે. તે એને બનતું નથી. જેમ ગોઠે તેમ કરો. આ બધાં ભાવકર્તૃક ક્રિયાપદ છે. (ધામ ધામે છે), (કઠારો કઠે છે), (દુ:ખ દુ:ખે છે), (બનાવ બનતો નથી), (ગોઠવાનું ગોઠે) એમ, કર્તા. (ભાવ) ક્રિયાપદમાં જ છે.

**અપૂર્ણ ક્રિયાપદ**–જે ક્રિયાપદનાં બધા કાળ અને અર્થનાં રૂપ થતાં નથી તેમને અપૂર્ણ ક્રિયાપદ (Defective verbs) કહે છે. 'જોઇએ'. 'છે', અને 'હો', એ ક્રિયાપદ આવી જાતનાં છે.

**સંયુક્ત ક્રિયાપદ**–એક ક્રિયાપદને બદલે જ્યારે બે ક્રિયાપદ

વપરાય, અને અર્થ બન્નેના અર્થથી નિરાળો જ નીકળે ત્યારે તેવાં ક્રિયાપદને સંયુક્ત ક્રિયાપદ કહે છે. પદચ્છેદ કરતી વખતે આવાં ક્રિયાપદને ભેગાં લેવાનાં હોય છે. આ બે ક્રિયાપદો પૈકી પ્રથમ ક્રિયાપદ મુખ્ય હોય છે, અને બીજું ઉપકારક હોય છે. આ ઉપકારક ક્રિયાપદો: દે, નાખ, કાઢ, જા, લે, કર, આવ, મૂક, પડ, ચૂક, ઊઠ, રહે, વગેરે છે. આ ઉપકારક ક્રિયાપદને યોગે મુખ્ય ક્રિયાપદ (વિકૃત)માં વિકાર થાય છે, એટલે કૃદન્તના રૂપમાં પરિણામ પામે છે. તે નીચેના પ્રયોગો જોવાથી માલૂમ પડશે.

(૧) તે મને **મળી ગયો.** (૨) કચરાને **ફેંકી દો.** (૩) તું વચમાં કેમ **બોલી ઉઠયો?** (૪) તેણે ઘોડાને **મારી મૂકયો.** (૫) હું પાઠ **વાંચી રહ્યો.** (૬) હું કામ **કરી ચૂકયો.** (૭) તે **વાંચ્યા કરે છે.** (૮) તે પાણી **પીયા કરે છે.** (૯) તે છોકરો **જતો રહ્યો.** (૧૦) તે **લખવા મંડયો.**

## ક્રિયાપદનું મૂળ (ધાતુ)

ક્રિયાપદનું ટૂંકામાં ટૂંકું રૂપ તેને મૂળ કહે છે. જે તે **ક્રિયાપદનું આજ્ઞાર્થનું બીજા પુરુષ એકવચનનું જે રૂપ તે તે ક્રિયાપદનું મૂળ છે.** અહીં આવ–બેસ–લખ–જો–રમ–દે–ખા–પી આ બધાં આવવું–બેસવું–લખવું–જોવું–રમવું–દેવું–ખાવું–પીવું–નાં મૂળ કે ધાતુ છે. ધાતુ બે પ્રકારના છે. મૂળ ધાતુ અને પ્રેરક ધાતુ કે સાધિત ધાતુ. પડ–એ મૂળ ધાતુ, અને પાડ*–પડાવ–પડાવરાવ એ બધા સાધિત ધાતુઓ છે. ક્રિયાપદને ગુજરાતીમાં જે ભેદ છે તેનો કશો અર્થ નથી. ભેદથી ક્રિયાપદનું મૂળ કેવા પ્રકારનું છે: મૂળ છે કે સાધિત છે, તેજ જણાય છે. આ બાબત મૂળના પ્રકારમાં આવી જાય છે. વળી અંગ્રેજીમાં જે Active voice and Passive Voice છે તે પ્રયોગમાં આવી જાય છે, એટલે ભેદ એ વ્યાકરણમાં નિરર્થક અંગ ઠરે છે. લખે છે. (મૂળ–લખ),

લખાવે છે-(લખનું પ્રેરકરૂપ), લખાય છે-(લખનું કર્મણિરૂપ), એમ માત્ર કહેવાથી ભેદનો અર્થ આવી જાય છે.

* 'પાડ' એ पत् ના પ્રેરકરૂપ पातयति-पाडइ-પાડે ઉપરથી આવ્યું છે. મૂળમાં તે પ્રેરકરૂપ છે. પણ તે ધાતુના તે રૂપમાં માત્ર સકર્મક ક્રિયાપદનો ભાવ રહ્યો, અને પ્રેરણાનો ભાવ જતો રહ્યો, એટલે ગૂજરાતીમાં ફરી 'આવ' લાગ્યો. તેનાથી સંતોષ ન થયો એટલે પાછો 'રાવ' પ્રત્યય લાગ્યો.

**નામધાતુ**:-નામ કે વિશેષણ ઉપરથી ગૂજરાતીમાં જે ધાતુ બને છે તેમને **નામધાતુ** કહે છે. ઉદા. અજવાળવું, ધોળવું, સાલવું, પ્રમાણવું, વગેરે. છતાં 'ઉદાત્તવું', 'પ્રસન્નવું', વગેરેનો બહિષ્કાર કરવો.

## અર્થ અને તેના પ્રકાર

ક્રિયાપદનાં રૂપ ઉપરથી આજ્ઞા, સંશય, નિશ્ચય, સંકેત, વગેરે જે અર્થ જણાય છે તે ક્રિયાપદના **અર્થ** કહેવાય છે.

(૧) સ્વાર્થ કે નિશ્ચયાર્થ-તે રમે છે. તે રમતો નથી.

(૨) આજ્ઞાર્થ-વહેલા આવજો. કલ્યાણ થજો. સત્યાનાશ જજો.

(૩) સંશયાર્થ-તે કદાચ આજે આવે. તે ન પણ માને.

(૪) સંકેતાર્થ-જો આવશો તો તેને સારૂ લાગશે.

(૫) વિધ્યર્થ-તારે સત્ય બોલવું, તેણે જવું, મારે ચોપડી વાંચવી.

(૬) ક્રિયાતિપત્ત્યર્થ-જો વરસાદ પડ્યો હોત તો અનાજ પાક્યું હોત.

અંગ્રેજીમાં જેને Pluperfect tense કહે છે તેનાજ જેવો કાંઇક આમાં (ક્રિયાતિપત્ત્યર્થમાં) ભાવ રહેલો છે. ફેર માત્ર એટલોજ કે Pluperfect માં ક્રિયાની નિષ્ફળતા ખાસ આવશ્યક નથી, આમાં ખાસ આવશ્યક છે. અતિપત્તિ=નિષ્ફળતા. ક્રિયાની નિષ્ફળતા સૂચવનાર અર્થ તે ક્રિયાતિપત્ત્યર્થ. વરસાદ પડ્યો ય નથી અને અનાજ પાક્યું પણ નથી. (ક્રિયાની નિષ્ફળતા છે.)

## કાળ અને તેના પ્રકાર

ક્રિયા ક્યારે બની-બને છે કે બનશે, પૂર્ણ થઈ છે કે અપૂર્ણ છે, વગેરે બતાવનારા ક્રિયાપદના રૂપને કાળ કહે છે.

### શુદ્ધકાળ

(૧) વર્તમાન-તે કરે, તું કરજે, તેણે કરવું, વગેરે.
(૨) ભવિષ્ય-તે કરશે, જો તે કરશે, વગેરે.
(૩) પ્રથમભૂત-તેણે કર્યું, જો તેણે કર્યું, વગેરે.
(૪) દ્વિતીયભૂત-તેણે કરેલું, જો તેણે કરેલું, વગેરે.
(૫) નિયમિતભૂત- તે કરતો, જો તે કરત, વગેરે.

### મિશ્રકાળ

(૧) વર્તમાન-(૧) અપૂર્ણવર્તમાન-તે કરે છે, જો તે કરતો હોય.
(૨) પ્રથમ પૂર્ણવર્તમાન-તેણે કર્યું છે, જો તેણે કર્યું હોય.
(૩) દ્વિતીય પૂર્ણવર્તમાન-તેણે કરેલું છે, જો તેણે કરેલું હોય.
(૪) ઇચ્છાવાચક વર્તમાન-તે કરવાનો છે, તેને કરવું છે, વગેરે.
(૨) ભૂત-(૧) અપૂર્ણભૂત-તે કરતો હતો, જો તે કરતો હોત-હત.
(૨) પ્રથમ પૂર્ણભૂત-તેણે કર્યું હતું, જો તેણે કર્યું હોત-હત
(૩) દ્વિતીય પૂર્ણભૂત-તેણે કરેલું હતું, જો તેણે કરેલું હોત-હત.
(૪) ઇચ્છાવાચકભૂત-તે કરનાર-કરવાનો હતો, તેને કરવું હતું.
(૩) ભવિષ્ય-ભવિષ્યમાં મિશ્રકાળ છેજ નહીં-સંભવિત નથી.

### પ્રયોગ

ક્રિયાપદના માત્ર રૂપ ઉપરથી જ કર્તા, કર્મ, કે ભાવ સમજાય એવાં ક્રિયાપદનાં રૂપને પ્રયોગ કહે છે.

(૧) ક્રિયાપદના જે રૂપ પરથી કર્તા સમજાય તે કર્તરિ પ્રયોગનું રૂપ: હું જાઉં છું. તે જશે. અમે જઇશું. અમે જતા હતા.

(૨) ક્રિયાપદના જે રૂપ પરથી કર્મ સમજાય તે કર્મણિ પ્રયોગનું રૂપ: મારાથી ચોપડી લખાય છે. મેં ચોપડી લખી. મેં

કાગળ લખ્યો. મારાથી લાડવો ખવાતો નથી.

(૩) ક્રિયાપદના જે રૂપ પરથી ભાવ જણાય તે ભાવે પ્રયોગનું રૂપ: મારાથી જવાય છે, તેનાથી બેસાતું નથી. તારાથી ઉઠાશે. મેં ત્યાં ન જવાય.

(૧) આમાં જે દાખલા આપ્યા છે તેમાં 'છુ', 'શે', 'શું', 'હતા', વગેરે સ્પષ્ટ કર્તા સૂચવે છે, કારણ એ બધા પુરુષવાચક છે; અને ક્રિયાપદને પુરુષ કર્તા પ્રમાણે લાગે છે, એટલે તેથી કર્તા વાચ્ય છે.

(૨) આમાં આપેલા દાખલામાં નારીજાતિનો, તેમજ નરજાતિનો પ્રત્યય 'ચોપડી' અને 'કાગળ' જે કર્મ છે તેમનું અભિધાન કરે છે. 'મારાથી ચોપડી લખાય છે' એને બદલે 'મારાથી ચોપડી લખાઇ હતી' એમ મૂકિયે તો તેને પણ જાતિ લાગે છે. અને 'મારાથી ચોપડી લખાય છે.' તે ઉપરથી પણ 'ચોપડીનું' જ અભિધાન થાય છે, કારણ 'શું લખાય છે', એમ પ્રશ્ન થતાં 'ચોપડી' જ જવાબ આવે છે, વળી કર્તા જે 'મારાથી' છે તે પહેલા પુરુષમાં હોઇ તેને વાસ્તે 'છું' જોઇએ, એટલે 'છે' કર્તાનું અભિધાન ન કરી શકે, કર્મનું જ અભિધાન કરે.

(૩) આમાં આપેલા દાખલા પરથી 'જવાની ક્રિયા' 'બેસવાની ક્રિયા', 'ઉઠવાની ક્રિયા', વગેરે જે ભાવ છે તેનો જ બોધ થતો હોવાથી ક્રિયાપદ ભાવે પ્રયોગમાં છે.

સઘળાં અકર્મક ક્રિયાપદ કર્મણિ રચનામાં ભાવે પ્રયોગમાં આવે છે. 'ભાવકર્તૃક ક્રિયાપદ' અને 'ભાવે પ્રયોગ.ાં ક્રિયાપદ'નો વિવેક કરવો આવશ્યક છે.

ઉપરના દાખલા ઉપરથી જોઇ શકાશે કે ક્રિયાપદને જાતિ, વચન, અને પુરુષ કોઇ વખતે કર્તા પ્રમાણે અને કોઈ વખતે કર્મ પ્રમાણે લાગે છે. આ પ્રમાણે ક્રિયાપદને જાતિ, વચન, અને પુરુષ જેના પ્રમાણે લાગે તે ક્રિયાપદનો ક્રિયાનાથ કહેવાય છે. અમે

રમતા હતા. તું લખતો હતો. તમે શું કરો છો ? અમે ખાઇએ છીએ. તે જનારો છે. આપણે રમ્યા હતા. અમે ચોપડી લખીશું. અમે જવાના છીએ. આ બધાં વાક્યોમાં ક્રિયાનાથ કર્તા છે. અમે કાગળો લખ્યા હતા. મારાથી કલમ ઘડાઇ, મેં વાઘ જોયો. મારે રોટલી ખાવી છે. મેં તેને વાંચતો સંભળ્યો. મેં મરેલો સાપ જોયો. તેનાથી ચોપડી લખાતી હતી. તમારે પુસ્તક લખવાં. એ બધામાં ક્રિયાનાથ કર્મ છે.

ટીપ—સંસ્કૃત વગેરે ભાષામાં ક્રિયાપદને જાતિ લાગતી નથી, તો પછી ગૂજરાતીમાં ક્રિયાપદને જાતિ ક્યાંથી આવી ? ઘણું કરીને ગૂજરાતીમાં જાતિ ભૂતકાળનાં ક્રિયાપદને લાગે છે, અને ગૂજરાતીમાં ભૂતકાળના પ્રયોગ સંસ્કૃત કર્મણિ ભૂતકૃન્ત ઉપરથી ઊતરી આવ્યા છે. કર્મણિભૂતકૃદન્ત સંસ્કૃતમાં વિશેષણ તરીકે વપરાતું, એટલે તે ઉપરથી ગૂજરાતીમાં ક્રિયાપદને ભૂતકાળમાં જાતિ ચાલુ રહી. તે ઉપરાંત શુદ્ધ અથવા મિશ્રકાળમાં જ્યાં વર્તમાનકૃદંત, પ્રથમ અને દ્વિતીયભૂતકૃદંત, સામાન્ય કૃદંત, ભવિષ્યકૃદંત, અને કર્તૃવાચક કૃદંત વપરાયાં હોય ત્યાં પણ જાતિ લાગે છે, કારણ તે બધાં વિશેષણ જેવાં છેઃ તે બાઇ જતી હતી. રોટલી ખાધી. તમે કાગળ લખેલો ? મારે ચોપડી વાંચવી. તે ઘોડું મરવાનું. અમે જનારા છીએ. વગેરે.

બીજો પ્રશ્ન એ થાય છે કે ગૂજરાતીમાં બધા પ્રયોગો વાસ્તવિક છે ? સાધારણ નિયમ તો એવો છે કે ક્રિયાપદની કર્મણિ રચના થાય એટલે કર્તા (મૂળનો) ત્રીજીમાં આવે, અને કર્મ કર્તા થઇ જાય. ગૂજરાતીમાં ક્રિયાપદના મૂળરૂપને (૧) 'આ' લાગી જે કર્મણિ પ્રયોગ થાય છે તે વાસ્તવિક લાગે છે. તેમાં ફક્ત ત્રીજીના અર્થમાં મૂળ કર્તાને 'થી' પ્રત્યય લાગે છે. હું ચોપડી લખું છું. (કર્તરિ) મારાથી ચોપડી લખાય છે. (કર્મણિ) તેમ મેં મરેલો સાપ

જોયો. એમાં પણ 'મરેલો સાપ' પ્રથમામાં છે, પણ કર્તા હોવાને બદલે કર્મ છે. ફક્ત બીજીનો 'ને' પ્રત્યય લાગ્યો નથી. 'મેં તેને વાંચતો સાંભળ્યો' આ વાક્યમાં પણ ક્રિયાપદ કર્મણિ પ્રયોગનું છે. છતાં 'તેને' એ બીજી વિભક્તિમાં છે, અને તેનું જે વિશેષણ 'વાંચતો' તે પહેલી વિભક્તિમાં છે, કારણ વિશેષણ જો બીજી વિભક્તિમાં હોત તો તેનું અંગ 'વાંચતા' થવું જોઇએ. વળી 'મેં મરેલા સાપને જોયો'. આમાં તો વિશેષણ 'મરેલા' અને વિશેષ્ય 'સાપને' બન્ને દ્વિતીયામાં છે, કારણ 'મરેલો' એનું અંગ 'મરેલા' વપરાયું છે. 'મારે તને ક્યાં શોધવો?' આમાં પણ ક્રિયાપદ કર્મણિ પ્રયોગનું છે. છતાં 'તને' બીજીમાં છે, અને તેનો વિશેષણરૂપ શબ્દ 'શોધવો' પ્રથમામાં છે. મૂળ સંસ્કૃત કર્મણિ રચના ઉપરથી આ બધા પ્રયોગો નીકળ્યા છે; પણ રચના કર્મણિ છે, એવું ભુલાઇ જવાથી ફક્ત વિશેષ્યને બીજીનો પ્રત્યય લગાડયો, અને વિશેષણ પ્રથમામાં રહી ગયું, અગર વિશેષણ વિશેષ્ય બન્ને બીજીમાં આવ્યાં, અગર બીજીનો પ્રત્યય ન લાગ્યા છતાં તે કર્મ ગણાવા લાગ્યું. આ પ્રમાણે વિચિત્ર ઘટના ગૂજરાતી ભાષામાં છે. (૨) કહ્યું જાય, સહ્યું જાય, વગેરે 'જા' ક્રિયાપદના યોગથી પણ કર્મણિ રચના થાય છે. તે ઉપરાંત (૩) 'ચોપડી લખવામાં આવશે'. 'ઘર બાંધવામાં આવશે', વગેરે પણ કર્મણિ રચનાનાં જ છે.

---

## પદચ્છેદ

(૧) તે છોકરો સારૂં કામ કરે છે.

તે—દર્શક વિશેષણ, વિશેષ્ય છોકરો.

છોકરો—જાતિવાચક નામ, નરજાતિ, ત્રીજો પુરુષ, એક વચન, નામાર્થે પ્રથમા, 'કરે છે' ક્રિયાપદનો કર્તા.

સારૂં—વિકારી ગુણવાચક વિશેષણ, વિશેષ્ય 'કામ.'

કામ—ભાવવાચક નામ, નાન્યતરજાતિ, ત્રીજો પુરુષ, એક વચન, બીજી વિભક્તિ, 'કરે છે' ક્રિયાપદનું કર્મ.

કરે છે—સકર્મક ક્રિયાપદ, કર ધાતુનું મૂળરૂપ, સ્વાર્થ, અપૂર્ણ વર્તમાન કાળ, કર્તા 'છોકરો,' ત્રીજો પુરુષ, એક વચન, કર્મ 'કામ' કર્તરિ પ્રયોગ.

(૨) અમે અમારું કામ કરિયે છિયે, અને તે તેનું કરે છે.

અમે—પુરુષવાચક સર્વનામ, સામાન્ય જાતિ, પહેલો પુરુષ, બહુ વચન, નામાર્થે પ્રથમા, 'કરિયે છિયે'નો કર્તા.

અમારું—ઉપર પ્રમાણે—છઠ્ઠી વિભક્તિ, 'કામ' જોડે સંબંધ.

અને—ઉભયાન્વયી અવ્યય, 'અમે...છિયે' અને 'તે તેમનું...છે,' એ બે વાક્યોને જોડે છે.

(૩) મને ચોપડીઓ વાંચવી ગમે છે.

મને—પુરુષવાચક સર્વનામ, સામાન્ય જાતિ, પહેલો પુરુષ, એક વચન, 'ગમ' ધાતુને યોગે ચોથી વિભક્તિ.

ચોપડીઓ—જાતિવાચક નામ, નારીજાતિ, ત્રીજો પુરુષ, બહુવચન, નામાર્થે પ્રથમા, 'વાંચવી'નું કર્મ.

વાંચવી—સકર્મક 'વાંચ' ધાતુનું સામાન્ય કૃદન્ત, નામ કર્મણિ પ્રયોગ છે, કર્મ 'ચોપડીઓ.' તેના પ્રમાણે જાતિવચન, નામાર્થે પ્રથમા, 'ગમે છે' ક્રિયાપદનો કર્તા.

ગમે છે—અકર્મક ક્રિયાપદ, ગમ ધાતુનું મૂળ રૂપ, સ્વાર્થ, અપૂર્ણ વર્તમાન કાળ, ત્રીજો પુરુષ, એક વચન, (વાંચવાની ક્રિયા માટે) કર્તા 'વાંચવી—વાંચવાની ક્રિયા', કર્તરિ પ્રયોગ. (વ્યુત્પત્તિની દૃષ્ટિએ કર્મણિ પ્રયોગ)

(૪) છગનલાલ કામ કરીને ચાલી ગયો, અને પાછો કરીને મળી ગયો.

(૧) કરીને—સકર્મક કર—ધાતુનું અવ્યયરૂપ ભૂતકૃદન્ત, કર્મ 'કામ',

'થાકી ગયો' જોડે સંબંધ રાખી તેના પહેલાંની ક્રિયા બતાવે છે.
થાકી ગયો-સંયુક્ત અકર્મક ક્રિયાપદ, થાક-ધાતુ, સ્વાર્થ, ભૂતકાળ, કર્તા અને ક્રિયાનાથ 'છગનલાલ', નરજાતિ, ત્રીજો પુરુષ, એકવચન, કર્તરિ પ્રયોગ.

તાવે-ભાવવાચક નામ, નરજાતિ, ત્રીજો પુરુષ, એક વચન, કરણાર્થે ત્રીજી વિભક્તિ.

(૨) કરીને-સં-કરણ શબ્દનું તૃતીયાન્ત નામ, અત્રે નામયોગી અવ્યય, 'તાવે' જોડે સંબંધ રાખે છે. મૂળમાં આ શબ્દ તૃતીયાન્ત હોવાથી 'તાવે' શબ્દ પણ ત્રીજીમાં છે.

(૫) આના કરતાં મોટું પુસ્તક હું વધારે પસંદ કરું છું.

આના-દર્શક સર્વનામ (પુસ્તક માટે વપરાયું છે), નાન્યતર જાતિ, ત્રીજો પુરુષ, એકવચન, 'કરતાં' નામયોગીને લીધે છઠ્ઠી વિભક્તિ.

કરતાં-કર ધાતુના વર્તમાન કૃદન્તનું અવિકારી રૂપ, નામયોગી તરીકે પ્રયોગ છે. 'આના'ની જોડે સંબંધ રાખે છે.

મોટું-વિકારી ગુણવાચક વિશેષણ, વિશેષ્ય 'પુસ્તક', નાન્યતર જાતિ. ત્રીજો પુરુષ, એકવચન, બીજી વિભક્તિ. (વિશેષ્યને બીજીનો પ્રત્યય લાગ્યો નથી, માટે અંગ 'મોટા' થયું નથી.)

વધારે-અવિકારી વિશેષણ, 'પસંદ' એ વિશેષણના અર્થમાં વધારો કરે છે.

પસંદ-અવિકારી ગુણવાચક વિશેષણ, વિશેષ્ય 'પુસ્તક', ક્રિયાપૂરક તરીકે પ્રયોગ છે.

કરું છું-અપૂર્ણ ક્રિયાવાચક સકર્મક ક્રિયાપદ, કર-ધાતુનું મૂળરૂપ, સ્વાર્થ, અપૂર્ણ વર્તમાનકાળ, કર્તા અને ક્રિયાનાથ 'હું', પહેલો પુરુષ એકવચન, કર્મ 'પુસ્તક', ક્રિયાપૂરક 'પસંદ', કર્તરિ પ્રયોગ.

(૬) તેના જેવો ને મારા સરખો માણસ મળવો તેને મુશ્કેલ છે.

તેના–સર્વનામ સાદૃશ્યવાચક વિશેષણ 'જેવા' ને લીધે છઠ્ઠી વિભક્તિ.
જેવો–સાદૃશ્યવાચક વિકારી વિશેષણ, વિશેષ્ય 'માણસ'.
ને–ઉભયા૰ અવ્યય. 'તેના જેવો' અને 'મારા સરખો', એ બેને જોડે છે.

સરખો–'જેવો' પ્રમાણે,

માણસ–નામાર્થે પ્રથમા, 'મળવો' કર્મણિ સામાન્યકૃદન્તનો કર્તા.

તેને–'મુશ્કેલ'ને લીધે છઠ્ઠી વિભક્તિ.

મળવો–મળ–ધાતુનું કર્મણિ સામાન્ય કૃદન્ત, નામ તરીકે વપરાયો છે. 'છે' નો કર્તા, 'માણસ' પ્રમાણે જાતિ વચન.

મુશ્કેલ–અવિકારી ગુણવિશેષણ, વિશેષ્ય 'મળવો' ક્રિયાપૂરક તરીકે પ્રયોગ છે.

છે–અપૂર્ણ ક્રિયાવાચક અકર્મક ક્રિયાપદ, છ ધાતુ, સ્વાર્થ, વર્તમાનકાળ, ત્રીજો પુરુષ, એકવચન, કર્તા 'મળવો', કર્તરિ પ્રયોગ.

(૭) તે ક્રિકેટ રમવાને માટે તળાવ ગયો છે.

રમવાને–સકર્મક રમ–ધાતુનું હેત્વર્થ કૃદન્ત, કર્મ 'ક્રિકેટ'.

તળાવ–વિભક્તિ સાતમી.

(૮) સૂર્ય ઊગતાં તેઓએ ચાલવા માંડયું, અને હું ચાલવા માંડીશ.

સૂર્ય–સંજ્ઞાવાચક નામ, 'ઊગતાં' વર્તમાન કૃદન્તને યોગે સતિસપ્તમી કે કેવળપ્રયોગી પ્રથમા.

ઊગતાં–ઊગ–ધાતુના વર્તમાન કૃદન્તનું અવિકારી રૂપ, વિશેષણ તરીકે પ્રયોગ છે, વિશેષ્ય 'સૂર્ય', સતિસપ્તમી કે કેવળપ્રયોગી પ્રથમા.
ચાલવા–ચાલ–ધાતુનું સામાન્ય કૃદન્ત, નામ તરીકે પ્રયોગ છે, 'માંડયું'નું કર્મ, નાન્યતરજાતિ, ત્રીજો પુરુષ, એક વચન.

માંડયું–સકર્મક ક્રિયાપદ, મંડ–ધાતુનું કર્મકરૂપ 'માંડ' મૂળ, સ્વાર્થ, ભૂતકાળ, કર્તા 'તેઓએ', કર્મ અને ક્રિયાનામ 'ચાલવા,' કર્મણિ પ્રયોગ.

અને-ઉભયાન્વયી અવ્યય, 'સૂર્ય...માંડયું' અને 'હું...મંડીશ,' એ બે વાક્યોને જોડે છે.

ચાલવા માંડીશ-સંયુક્ત અકર્મક ક્રિયાપદ, ચાલ-ધાતુ, સ્વાર્થ, ભવિષ્ય કાળ, કર્તા 'હું', સામાન્ય જાતિ, પહેલો પુરુષ, એક વચન, કર્તરિ પ્રયોગ.

(૯) 'ઘડો ફૂટયે રઝળે ઠીંકરી, માય વિના એવી દિકરી.'

ઘડો-સતિસપ્તમી કે કેવળપ્રયોગી પ્રથમા.

ફૂટયે-ફૂટ-ધાતુના પ્રથમ ભૂતકૃદન્તનું સાતમીનું એક વચન, વિશેષણ તરીકે પ્રયોગ છે. વિશેષ્ય 'ઘડો.'

માય-'વિના' નામયોગીને લીધે છઠ્ઠી વિભક્તિ.

(૧૦) ભક્તિ દેવોને પણ દુર્લભ છે.

દેવોને-જાતિવાચક નામ, નરજાતિ, ત્રીજો પુરુષ, બહુવચન, 'દુર્લભને' યોગે છઠ્ઠી વિભક્તિ.

પણ-અવ્યય.

દુર્લભ-અવિકારી ગુણવાચક વિશેષણ, વિશેષ્ય 'ભક્તિ', 'છે'ના ક્રિયાપૂરક તરીકે પ્રયોગ થયો છે.

(૧૧) ઘર માંહે પડેલી વસ્તુ મારે કાજે લેતા આવજો.

માંહે-નામયોગી અવ્યય, 'ઘર'ની જોડે સંબંધ રાખે છે.

પડેલી-'પડ' ધાતુનું દ્વિતીય ભૂતકૃદંત, વિશેષ્ય 'વસ્તુ'.

કાજે-નામયોગી અવ્યય, 'મારે' જોડે સંબંધ રાખે છે,

લેતા આવજો-સંયુક્ત સકર્મક ક્રિયાપદ, 'લે' ધાતુ, આજ્ઞાર્થ વર્તમાન કાળ, કર્તા અને ક્રિયાનામ 'તમે' અધ્યાહાર્ય, બીજો પુરુષ, બહુવચન, કર્મ 'ચોપડી' કર્તરિ પ્રયોગ.

(૧૨) 'વિશ્વામિત્ર સરખા તાપસને કાહુલે દર્શન દીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે પાદોદક પીધું.'

સરખા-સાદૃશ્યવાચક વિકારી વિશેષણ, વિશેષ્ય 'તાપસને'.

દોહલે–મૂળ વિશેષણ–અહીં નામ તરીકે પ્રયોગ છે. વિભક્તિ ત્રીજી, અથવા તૃતીયાન્ત નામનો અવ્યય તરીકે પ્રયોગ.

પખાળી–'પખાળ' ધાતુનું અવ્યયરૂપ ભૂતકૃદન્ત. પીવાની ક્રિયાના પહેલાંની ક્રિયા બતાવે છે.

પ્રીતે–ભાવવાચક નામ, નારી જાતિ, ત્રીજો પુરુષ, એકવચન, રીત્યર્થે ત્રીજી વિભક્તિ.

(૧૩) વળી તેમની ને મારી વચ્ચે સંપ નથી, તે પણ તેમણે જાણવું.

વળી–ઉભયાન્વયી અવ્યય, પાછળ ગયલા અને 'તેમની...જાણવું', એ બે વાક્યોને જોડે છે.

ને–ઉભયાન્વયી અવ્યય, 'તેમની' અને 'મારી', એ બે શબ્દોને જોડે છે.

તે–દર્શક સર્વનામ, 'તેમની...નથી', એ વાક્યને બદલે વપરાયું છે, નાન્યતર જાતિ, ત્રીજો પુરુષ, એક વચન, નામાર્થે પ્રથમા, 'જાણવું'નું કર્મ અને ક્રિયાનાથ. ('જાણવું'ને જાતિવચન 'તે' પ્રમાણે લાગે છે: મારે તમને જાણવા. મારે તેમને (સ્ત્રીવાચક) જાણવાં, વગેરે.)

(૧૪) સામાને તમારા તેજથી ન આંજો.

સામાને–અનિશ્ચિત સર્વનામ, સામાન્ય જાતિ, ત્રીજો પુરુષ, ઉભય વચન, બીજી વિભક્તિ, 'આંજો'નું કર્મ.

(૧૫) સામા માણસને બોલાવો તે બાઈની સરસો અને મારી સામો બેસારો.

સામા–સર્વનામ-વિશેષણ તરીકે પ્રયોગ, વિશેષ્ય 'માણસને' સામાન્ય જાતિ, ત્રીજો પુરુષ, એક વચન, બીજી વિભક્તિ.

સરસો–નામયોગી 'બાઇ'ની જોડે સંબંધ છે.

સામો–નામયોગી, 'મારી' જોડે સંબંધ છે.

(૧૬) 'રસાળ વાણી વેણુંની, શકે કામબાણુ મૂકયાં કથી ?'

શકે–સંભાવનાવાચક ક્રિયાવિશેષણ અવ્યય. (વાણીમાં કામબાણુંની ઉત્પ્રેક્ષા સૂચવે છે.)

(૧૭) 'પોતે પોતાને કરવો સાદ, એ તો બધા ઘેલાંનો વાદ.'

પોતે–સ્વવાચક સર્વનામ, સામાન્ય જાતિ, સામાન્ય પુરુષ, ઉભય વચન, 'કરવો'નો કર્તા, ત્રીજી વિભક્તિ.

પોતાને–ઉપર પ્રમાણે, 'કરવો'નું ગૌણ કર્મ, બીજી વિભક્તિ.

એ–દર્શક સર્વનામ, 'પોતે...સાદ' એ વાકયને બદલે વપરાયું છે. નાન્યતર જાતિ, ત્રીજો પુરુષ, એક વચન, નામાર્થે પ્રથમા, 'છે' અધ્યાહાર્ય ક્રિયાપદનો કર્તા.

(૧૮) લે, તને તો બધું આવડે છે. (કેવળપ્રયોગી અવ્યય)

(૧૯) ના, ના, હું તો નહિ આવવાનો. (કેવળપ્રયોગી અવ્યય)

(૨૦) હવે મને સારૂં થયું છે.

સારૂં–વિશેષણ–નામ તરીકે પ્રયોગ, 'થયું છે' ક્રિયાપદનો કર્તા.

(૨૧) નોકર ચાકર સુદ્ધાં આવજો. (અવ્યય)

(૨૨) માર્યું, માર્યું, તારૂં મ્હોં જોને. (કેવળપ્રયોગી અવ્યય)

(૨૩) અતિવૃષ્ટિને લીધે ઘરબાર, રાચરચીલું, ઢોરઢાંક, વગેરે નાશ પામ્યાં.

લીધે–નામયોગી અવ્યય, 'અતિવૃષ્ટિ' જોડે સંબંધ.

વગેરે–અવિકારી વિશેષણ, વિશેષ્ય–ઘરબાર, રાચરચીલું, ઢોરઢાંક સિવાયની 'અન્ય ચીજો.'

---

## વાક્યપૃથક્કરણ

દરેક વાક્યના મુખ્ય બે ભાગ હોય છે. જેના સંબંધી કાંઇ કહેવામાં આવે તે, અને તેના સંબંધી જે કાંઇ કહેવામાં આવે તે. જેના સંબંધી અથવા જેને ઉદ્દેશીને કાંઇ કહેવામાં આવે તે ઉદ્દેશ્ય, અને ઉદ્દેશ્યના સંબંધી જે કહેવામાં આવે છે, અથવા જેનું વિધાન કરવામાં આવે છે તે વિધેય. વિધેય શબ્દનો અર્થ (વિ+ધા=કરવું) કરવા યોગ્ય અથવા કરવું જરૂરનું છે તેવો થાય છે. એટલે વિધેય ક્રિયાસૂચક છે. તે ક્રિયાનું કથન કર્તા સંબંધી કરે છે. મજુર જાય છે. આમાં જવાની ક્રિયાનું વિધાન 'મજુર' ને ઉદ્દેશીને કર્યું છે, માટે 'મજુર' ઉદ્દેશ્ય છે, અને 'જાય છે' વિધેય છે. ઉદ્દેશ્યની સાથે તેના અર્થમાં વધારો કરનારા શબ્દો પણ આવે છે. તેમ વિધેયનો અર્થ પૂરો કરનાર, તથા તેમાં વધારો કરનાર સર્વ શબ્દો–કર્મ, ક્રિયાપૂરક કે વિધેયપૂરક, અને વિધેયવર્ધક વિધેયની સાથે આવે છે. જેમ, 'રાજાનો પાટવી કુંઅર સમરસિંહ પોતાના બાપની મૂકેલી મિલ્કત હમેશા ભોગવે છે.' આ વાક્યના મુખ્ય બે વિભાગ થાય છે. 'રાજાનો......સમરસિંહ' અને 'પોતાના બાપની... ભોગવે છે.' પ્રથમ વિભાગમાં ઉદ્દેશ્ય અને તેનો વધારો કરનાર શબ્દો 'રાજાનો' અને 'પાટવી કુંઅર' આવે છે. 'રાજાનો' એ છઠ્ઠી વિભક્તિનું નામ છે. છઠ્ઠી વિભક્તિને વિશેષણ વિભક્તિ કહે છે, કારણ કે તે વિશેષણનું કામ કરે છે. 'પાટવી કુંઅર' શબ્દ 'સમરસિંહ' ને સમાન વિભક્તિ (સમાનાધિકરણ) માં છે. 'સમરસિંહ' ઉદ્દેશ્ય છે. તે ઉદ્દેશ્યનો વધારો કરનાર શબ્દો ઉદ્દેશ્યવર્ધક કહેવાય છે, વિધેય 'ભોગવે છે' છે, અને તેના અર્થને પૂરો કરનારા શબ્દો મિલ્કત' અને 'પોતાના બાપની મૂકેલી' છે. મિલ્કત' કર્મ છે, અને 'તેના બાપની મૂકેલી' એ કૃદન્ત શબ્દસમૂહ 'મિલ્કત'ના અર્થમાં વધારો કરે છે. બન્ને વિશેષણ અને વિશેષ્ય ક્રિયાના અર્થને પૂરો

કરનાર હોવાથી 'ક્રિયાપૂરક' કહેવાય છે. 'હમેશા' એ કાળવાચક ક્રિયાવિશેષણ અવ્યય હોવાથી 'ભોગવે છે' ના અર્થમાં વધારો કરે છે, માટે તેને વિધેયવર્ધક કહે છે. ઉપર પ્રમાણે કર્મ ક્રિયાપૂરક હોય છે, તેમજ જ્યારે ક્રિયાપદ અપૂર્ણ ક્રિયાવાચક હોય છે ત્યારે જે શબ્દો તેનો અર્થ પૂરો કરવા વપરાય છે તેમને પણ ક્રિયાપૂરક કહે છે. જેમ, 'આ સરોવર બહુ સુંદર દેખાય છે.' આમાં 'બહુ સુંદર' તે 'દેખાય છે' ના અર્થને પૂરો કરે છે. માટે ક્રિયાપૂરક કહેવાય છે.

વાકયના ત્રણ પ્રકાર (૧) સાદુ (૨) મિશ્ર અને (૩) સંયુક્ત.

**(૧) સાદુ વાકય**—જે વાકયમાં એકજ ક્રિયાપદ હોય તેને સાદુ વાકય કહે છે. કૃદન્તોને ક્રિયાપદ કહી શકાય નહીં, પણ જ્યારે તે ક્રિયાપદનું કામ કરે ત્યારે કૃદન્તથી પણ વાકય બને. જેમ, **હું માર્ગમાં ચાલતાં પડી ગયો.** આ સાદુ વાકય છે, કારણ 'પડી ગયો' એ એકજ ક્રિયાપદ છે. 'ચાલતાં' એ ક્રિયાસૂચક છે, પણ તેથી વાકય બને નહીં. પણ '**તે દરરોજ રમવા જતો.**' આ વાકયમાં 'જતો' કૃદન્ત હોવા છતાં ક્રિયાપદ તરીકે વપરાયું છે, એટલે તે વાકય પૂરૂં કરી શકે છે. (૧) **તે માણસ સારો છે.** (૨) **હું નિત્ય મારો અભ્યાસ કરું છું.** (૩) **હિન્દુસ્તાનના જૂના વખતના રહેવાસીઓ હમેશા પોતાના ધર્મ પ્રમાણે નિત્ય કર્મ કરી સુખી રહેતા હતા.** આ ત્રણે વાકય સાદાં વાકય છે, છેલ્લા વાકયમાં 'હિન્દુસ્તાનના જૂના વખતના' એ 'રહેવાસીઓ' ઉદ્દેશ્યનું ઉદ્દેશ્યવર્ધક છે, 'રહેતા હતા' ક્રિયાપદ છે. 'હમેશા' કાળવાચક ક્રિયાવિશેષણ અવ્યય હોઇ 'રહેતા હતા' નો વધારો કરે છે, એટલે વિધેયવર્ધક છે, તેમજ 'પોતાના...કર્મ કરી' એ રીતિવાચક ક્રિયાવિશેષણ હોઇ વિધેયવર્ધક છે.

(૨) મિશ્રવાક્ય—જે વાક્યમાં ઓછામાં ઓછાં બે ક્રિયાપદો હોય, એટલે બે વાક્યો હોય, પણ તે પૈકી એક મુખ્ય વાક્ય અને બીજું કે બીજાં વાક્ય અવશ્ય ગૌણ વાક્યો હોય, તેવા વાક્યને મિશ્રવાક્ય કહે છે. મુખ્ય વાક્ય એટલે બીજાના ઉપર આધાર ન રાખનાર સ્વતંત્ર વાક્ય. તેણે કહ્યું કે હું આજે મોડો આવીશ. આ વાક્યમાં 'તેણે કહ્યું' એ સ્વતંત્ર વાક્ય છે, અને 'હું આજે મોડો આવીશ,' એ ગૌણ વાક્ય છે, કારણ મુખ્ય વાક્યના ક્રિયાપદનું તે કર્મ છે. ગૌણ વાક્યો ત્રણ પ્રકારનાં છે.

(૧) નામવાક્ય—જે વાક્ય નામ તરીકે વપરાય છે. એટલે કર્તા, કર્મ, કે બીજા નામને સમાનાધિકરણ (સમાન વિભક્તિમાં) હોય તેને નામવાક્ય કહે છે. સવારમાં વહેલા ઊઠી ફરવા જવું સ્વાસ્થ્યને લાભદાયક છે. આ વાક્ય મિશ્ર છે. તેમાં બે ક્રિયાપદ છેઃ 'જવું' અને 'છે.' 'જવું' સામાન્ય કૃદન્ત હોવા છતાં અહીં ક્રિયાપદનું કામ કરે છે. 'સવારમાં વહેલા ઊઠી ફરવા જવું' એ 'છે' ક્રિયાપદનો કર્તા છે, અને પોતે સાદુ વાક્ય (નામવાક્ય) છે. એટલે નામવાક્ય અહીં કર્તાનું કામ કરે છે. આપણે સંપથી વર્તવું, એ આપણું કર્તવ્ય છે. આ વાક્યમાં 'આપણે સંપથી વર્તવું' એ નામ-વાક્ય 'એ' ને સમાનાધિકરણ છે, એટલે 'એ આપણું કર્તવ્ય છે' એ મુખ્ય વાક્યનું પેટા વાક્ય છે. હું તેમને કહીશ કે તેમણે વહેલા ઊઠવું. આ વાક્યમાં 'હું તેમને કહીશ' એ મુખ્ય વાક્ય છે, અને 'તેમણે વહેલા ઊઠવું' એ ગૌણ વાક્ય મુખ્ય વાક્યના ક્રિયાપદ 'કહીશ'નું કર્મ છે. આ પ્રમાણે નામવાક્ય કર્તા, કર્મ કે અન્ય નામને સમાનાધિકરણ તરીકે વપરાય છે.

(૨) વિશેષણ વાક્ય—જે વાક્ય પોતે ગૌણ હોય અને મુખ્ય વાક્ય-માંના કોઈ નામ કે સર્વનામનું વિશેષણ હોય તો તેને વિશેષણ વાક્ય

કહે છે. જેમ, જે છોકરો કાલે આવ્યો હતો તે આજે પરગામ ગયો છે. આ વાકયમાં 'જે છોકરો કાલે આવ્યો હતો,' એ વિશેષણ વાકય છે, અને મુખ્ય વાકયના 'તે'નું વિશેષણ છે. જેટલું કમાઓ તેટલું ઉડાવી દેવું ન જોઇએ. આ વાકયમાં 'જેટલું કમાઓ તેટલું' વિશેષણ વાકય છે, અને મુખ્ય વાકયમાંના ક્રિયાપદ 'ઉડાવી દેવું' ના અધ્યાહાર્ય કર્મ (દ્રવ્ય) નું વિશેષણ છે. જેમાં બિલકુલ નવરાશ ન મળી હોય તેવાં ઘણાં વર્ષ તેણે સમાજ સેવામાં ગાળ્યાં. આ વાકય મિશ્ર છે. તેમાં 'જેમાં બિલકુલ નવરાશ ન મળી હોય તેવાં,' એ વિશેષણ વાકય છે, અને મુખ્ય વાકયમાંના 'વર્ષ' શબ્દનો ગુણ બતાવે છે. જેવું કરશો તેવું ભોગવશો. આ પણ મિશ્ર વાકય છે. 'જેવું કરશો તેવુ' એ વિશેષણ વાકય છે. મુખ્ય વાકય '(તમે પરિણામ–ફલ) ભોગવશો' માંના અધ્યાહાર્ય 'ફલ કે પરિણામ' નું વિશેષણ છે.

ટીપ—જે, જેવું, જેટલું, વગેરે સાપેક્ષ છે. તેમની પછી તે, તેવું, તેટલું, વગેરે અવશ્ય આવે છે. માટે અપેક્ષાપૂરક શબ્દોને વિશેષણ વાકય સાથે લેવા યોગ્ય છે. ફક્ત 'તે' ને મુખ્ય વાકય સાથે લેવામાં વાંધો નથી, પણ વ્યાજબી રીતે તો તેને પણ વિશેષણ વાકય સાથે લેવાય.

(૩) ક્રિયાવિશેષણ વાકય—જે વાકય ક્રિયાના અર્થમાં વધારો કરે તેને ક્રિયાવિશેષણ વાકય કહે છે. 'તમારી લાયકાત હશે તો રાજાઓ તમને પોતાના મુકુટમાં રાખશે.' આ વાકયમાં 'તમારી લાયકાત હશે' એ વાકય ગૌણ છે, અને સંકેતવાચક છે. કઇ શરતે રાખશે? '(જો) તમારી લાયકાત હશે તો' 'રાખવાની ક્રિયાની' શરત બતાવે છે, માટે ક્રિયાવિશેષણ વાકય. 'બાપુ! જ્યારે મોટા થઇશ ત્યારે મૃત્યુને સમજીશ.' આ વાકયમાં 'બાપુ' શબ્દ સંબોધનાર્થે

પ્રશ્નાર્થમાં હોવાથી તેને વાક્યના કોઇ પણ શબ્દ જોડે કશો સંબંધ નથી; માટે પૃથક્કરણમાં તેને ઉડાવી દેવાનો. 'જ્યારે મોટા થઇશ' એ કાળવાચક ક્રિયાવિશેષણ તરીકે વપરાયું છે, અને 'સમજીશ' ના અર્થમાં વધારો કરે છે, માટે ક્રિયાવિશેષણ વાક્ય છે. 'જ્યાં જ્યાં નઝર મારી ઠરે યાદી ભરી છે આપની' આ વાક્ય મિશ્ર છે. 'જ્યાં જ્યાં નઝર મારી ઠરે' એ વાક્ય '(ત્યાં ત્યાં) યાદી ભરી છે આપની' નું ક્રિયાવિશેષણ વાક્ય છે, કારણ તે સ્થળવાચક ક્રિયાવિશેષણનું કામ કરે છે.

(૩) સંયુક્ત વાક્ય—ઓછામાં ઓછાં જેમાં બે મુખ્ય કે સ્વતંત્ર વાક્યો હોય તેવા સમગ્ર વાક્યને સંયુક્ત વાક્ય કહે છે. તેમાંના એકાદ મુખ્ય વાક્યને કે અનેકને પેટા વાક્યો હોય કે ન હોય તોપણ તે સંયુક્ત જ કહેવાય છે. સંયુક્ત વાક્યમાં સ્વતંત્ર વાક્યો ઉભયાન્વયી અવ્યયથી જોડાયાં હોય છે. આ અવ્યયો (૧) સમુચ્ચયવાચક, (૨) વિરોધવાચક, (૩) વિકલ્પવાચક કે (૪) કાર્યકારણવાચક કે પરિણામવાચક ઉભયાન્વયી અવ્યય હોય છે.

(૧) સમુચ્ચયવાચક ઉ. ઞ.—તમે આજે જાઓ અને હું કાલે આવીશ.

(૨) વિરોધવાચક ઉ.ઞ.—વરરાજા હાજર છે, પણ ગોરનું ઠેકાણું નથી.

(૩) વિકલ્પવાચક ઉ. ઞ.—વર મરો કે કન્યા મરો.

(૪) હું ધર્મથી ચાલીશ, કારણ કે તેથી સુખી થવાય છે. (કાર્યવાચક)

તે દાદર પરથી પડી ગયો, તેથી તેનો પગ ભાગ્યો. (પરિણામવાચક) આ બધાં વાક્યોમાં બે સ્વતંત્ર વાક્યો છે, કોઇને પેટા વાક્ય નથી. 'તમારાથી જેટલી બને તેટલી મદદ મને કરો,

એટલે હું તમારો સદાનો ઋણી થઇશ.' આ વાક્ય સંયુક્ત છે: તેમાં બે સ્વતંત્ર વાક્યો 'એટલે' પરિણામવાચક ઉભયાન્વયી અવ્યયથી જોડાયાં છે. તે પૈકીનું પ્રથમ સ્વતંત્ર વાક્ય મિશ્ર છે. અને બીજું સાદું છે. મિશ્રવાક્યમાં 'તમારાથી જેટલી બને તેટલી' એ વાક્ય મુખ્ય વાક્યમાંના 'મદદ' શબ્દનો ગુણ બતાવે છે, માટે તે વિશેષણવાક્ય છે, અને બન્ને મળીને મિશ્ર છે. 'હું જ્યારે જ્યારે તમારે ત્યાં આવું છું ત્યારે ત્યારે તમે કાંઇ કામ કરતા હો છો, પણ મારે શું કામ છે, તે તમે મને પૂછતા પણ નથી.' આ વાક્ય સંયુક્ત છે. તેમાં બે મિશ્રવાક્યો છે. અને 'પણ' વિરોધવાચક ઉભયાન્વયી અવ્યયથી જોડાયાં છે. પ્રથમ મિશ્રવાક્યમાં 'હું જ્યારે...આવું છું ત્યારે' એ ક્રિયાવિશેષણ વાક્ય છે, અને 'તમે... હો છો' એ મુખ્ય વાક્યમાંના 'હો છો' ક્રિયાપદનો ગુણ બતાવે છે. માટે ક્રિયાવિશેષણ વાક્ય છે. બન્ને મળીને મિશ્ર છે. છેવટનું 'પણ' પછીનું જે મિશ્રવાક્ય છે તેમાં 'તે તમે મને પૂછતા નથી' એ મુખ્ય વાક્ય છે, અને 'મારે શું કામ છે,' એ ગૌણ વાક્ય (નામવાચક) છે. ગૌણ વાક્ય મુખ્ય વાક્યમાંના પ્રધાન કર્મ 'તે' ને સમાનાધિકરણ છે. આ રીતે તે બે મિશ્ર વાક્યોનું સંયુક્ત વાક્ય બનેલું છે.

## (૧) આસનવાળા પૃથક્કરણના નમૂના

(૧) કાદંબરીનો લખનાર બાણભટ્ટ હર્ષવર્ધનનો દરબાર કવિ હતો.

(૨) પિતાનું વચન પાળવા રામચંદ્રે રાજ્યનો ત્યાગ કરી વનમાં જવાનું સ્વીકાર્યું.

(૩) રખેને પોતાને દુઃખ વેઠવું પડે માટે, પ્રતિજ્ઞા લેવા તેણે ના પાડી.

(૪) આપણે તેને ત્યાં ગયા નહીં, તેથી તે આપણે ઘેર આવ્યો નહીં.

| વાક્ય | પ્રકાર | સંયોજક | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | ક્રિયા | ક્રિયાપૂરક | |
| (૧) વાક્ય | સાદુ | ... | બાણભટ્ટ | કાદંબરીનો લખનાર (બાણભટ્ટને સમાનાધિકરણ) | હતો | હર્ષવર્ધન રાજાનો દરબારી કવિ | ...... |
| (૨) વાક્ય | સાદુ | ... | રામચંદ્રે | ... | સ્વીકાર્યું | વનમાં જવાનું (કર્મ) | પિતાનું વચન પાળવા (હેતુ) રાજ્યનો ત્યાગ કરી (રીતિવાચક) |
| (૩) વાક્ય | મિશ્ર | | | | | | |
| (અ) પ્રતિજ્ઞા લેવાની ના પાડી | મુખ્ય | ... | તેણે | ... | પાડી | પ્રતિજ્ઞા લેવાની ના | ...... |
| (બ) રઘુને...... પડે માટે. | ગૌણ (ક્રિયાવિશેષણ હેતુ બતાવે છે) | ... | દુઃખ વેઠવું | ... | પડે | ... | 'પોતાને' અને 'રઘુને' |
| (૪) વાક્ય | સંયુક્ત | | | | | | |
| (અ) આપણે...... ગયા નહીં. | સાદુ | ... | આપણે | ... | ગયા નહીં | ... | તેને ત્યાં (સ્થળ) |
| (બ) તેથી તે...... આવ્યો નહીં | સાદુ | તેથી | તે | ... | આવ્યો નહીં | ... | આપણે ઘેર (સ્થળ) |

સૂચના:–ત્રીજા વાક્યમાં 'માટે' શબ્દ પરિણામવાચક સંયોજક નથી, પણ હેતુ બતાવનાર છે, માટે સમગ્ર વાક્ય સંયુક્ત નથી.

---

(૨) વાક્યોનો પરસ્પર કેવળ સંબંધ બતાવનાર નમૂના

(૧) આ પ્રમાણે વાતો કરાવતો કાક વિશળને નદી પર જ્યારે લઇ આવ્યો ત્યારે છેલ્લી હોડી નીકળી ચૂકી હતી; એટલે તરીને ગયા વિના છૂટકો ન હતો. (ગૂજરાતનો નાથ)

આખું વાક્ય સંયુક્ત છે. આમાં એક **મિશ્રવાક્ય** બીજા **સાદા વાક્ય** સાથે **'એટલે'–પરિણામવાચક ઉભયાન્વયી અવ્યયથી** જોડાયું છે. 'આ પ્રમાણે...ચૂકી હતી,' એ મિશ્રવાક્ય છે, અને 'તરીને ગયા...ન હતો,' એ સાદા વાક્ય સાથે જોડાયું છે. મિશ્રવાક્યમાં 'ત્યારે...ચૂકી હતી,' એ **મુખ્ય વાક્ય** છે, અને 'આ પ્રમાણે...લઇ આવ્યો,' એ મુખ્ય વાક્યના **'ચૂકી હતી'** ક્રિયાપદના અર્થમાં વધારો કરનારું **ક્રિયાવિશેષણ વાક્ય** છે.

(૨) આગલા દિવસોની મુસાફરી અને આજના આખા દિવસના થાકથી કાકનું વજ્ર સરખું શરીર પણ જોઇએ તેવું કામ કરી શક્યું નહિ, અને ધીમે ધીમે આગળ દોડનાર પુરુષો અને તેની વચ્ચે અંતર પડવા લાગ્યો (ગૂજરાતનો નાથ)

આખું વાક્ય **સંયુક્ત** છે. એમાં પ્રથમ વાક્ય 'આગલા દિવસોની...કરી શક્યું નહિ' **સાદુ વાક્ય** છે અને તે 'ધીમે ધીમે...પડવા લાગ્યો,' એ સાદા વાક્ય સાથે **સમુચ્ચયવાચક ઉભયાન્વયી અવ્યય** 'અને' થી જોડાયું છે. પ્રથમ વાક્યમાં વપરાયેલો **'અને'** શબ્દ ફક્ત **'મુસાફરી'** ('થી' પ્રત્યયનો લોપ છે, કારણ અન્ય શબ્દમાં પ્રત્યય મૂકાયો છે) અને **'થાકથી'** એ બે શબ્દોને જોડે છે. વળી તેમાં જે **'પણ'** શબ્દ વપરાયો છે તે વિરોધવાચક ઉભયાન્વયી અવ્યય નહિ હોવાથી ('શરીર'ના અર્થમાં વધારો

કરનારું અવ્યય છે) પ્રથમ વાક્ય સાદું છે. તેમજ બીજા વાક્યમાં જે 'અને' શબ્દ વપરાયો છે તે 'પુરુષો' અને 'તેની', એ બે શબ્દોને જોડે છે તેથી બીજું વાક્ય પણ સાદું રહે છે.

(૩) ચોતરફ ઊંચા ઊંચા પહાડો હતા અને તેઓ સૂર્યોદય અથવા સૂર્યાસ્ત થતી વખતે એવા તો મનોહર લાગતા કે તે જોવાને જેટલો શ્રમ તથા પૈસા ખરચ કરીએ તેટલો સઘળો વળી જાય.

આખુ વાક્ય સંયુક્ત છે. તેમાં બે સાદાં વાક્ય છે, અને ત્રીજું મિશ્રવાક્ય છે.' ચોતરફ...હતા' એ સાદુ વાક્ય છે, અને તે 'તેઓ સૂર્યોદય...મનોહર લાગતા,' એ સાદા વાક્ય સાથે જોડયું છે. તેમને જોડનાર ઉભયાન્વયી અવ્યય 'અને' છે. ત્રીજું વાક્ય જે મિશ્ર છે તે 'કે' પરિણામવાચક ઉભયાન્વયી અવ્યયથી જોડાયું છે. 'તે જોવાને...જાય' એ મિશ્રવાક્ય છે. તેમાં 'તેટલો સઘળો વળી જાય,' એ મુખ્યવાક્ય છે, અને તેની અંદર રહેલા 'તેટલા' શબ્દના અર્થની અપેક્ષા પૂરી કરનાર 'તે જોવાને જેટલો...કરીએ,' એ વિશેષણવાક્ય છે.

(૪) બ્રાહ્મણને આ સઘળી તકરાર સાંભળી ઘણું આશ્ચર્ય લાગ્યું, અને માણસ જેવો પ્રાણી જેને વિવેક બુદ્ધિ આપેલી છે તે જેનો આવો ઊંધો ઉપયોગ કરી જગતમાં ઈશ્વર નથી એમ માને, એ વાત તેને ઘણી જ દુષ્ટ તથા અસ્વાભાવિક લાગી.

સમગ્ર વાક્ય સંયુક્ત છે.

'બ્રાહ્મણને...આશ્ચર્ય લાગ્યું' એ સાદુ વાક્ય છે. તે 'અને' થી 'માણસ જેવો પ્રાણી...એમ માને,' એ મિશ્રવાક્ય સાથે જોડાયું છે. આ મિશ્રવાક્યમાં 'માણસ જેવો પ્રાણી જગતમાં ઈશ્વર નથી એમ માને,' એ વળી મિશ્રવાક્ય છે. અને 'જેને વિવેક બુદ્ધિ આપેલી છે,' એ વિશેષણ વાક્ય છે, અને તે 'માણસ' શબ્દનું વિશેષણ છે. 'જગતમાં ઈશ્વર નથી' અને 'એમ માને' એ બે પરસ્પર સમાન વિભ-

ક્તિમાં છે, એટલે 'એમ માને' એ નામવાક્ય છે. 'જેનો આવો ઊંધો ઉપયોગ કરી,' એ વાક્ય નથી, અને તે 'વિવેક બુદ્ધિ'નું વિશેષણ છે. 'એ વાત...લાગી' એ નામવાક્ય છે, અને તે 'માણસ જેવો પ્રાણી જેને...એમ માને' એ વાક્યને સમાનાધિકરણ છે.

(૫) ઘોર નિદ્રામાંથી ઊઠેલો આદમી શરીરમાંથી આળસ કાઢવા શરીરના અવયવોને લંબાવે, આંખ સાફ કરે, તેમ મનમાં પેઠેલો વહેમ દૂર કરવા ચંદ્રરાવે યત્ન કરવા માંડયો. (૧૯૨૯)

સમગ્ર વાક્ય મિશ્ર છે. તેમાં 'તેમ મનમાં પેઠેલો...કરવા માંડયો' એ મુખ્ય વાક્ય છે. તેને બે પેટા વાક્યો છે. તે બન્ને પેટા વાક્યો રીતિદર્શક ક્રિયાવિશેષણ તરીકે વપરાયલાં હોવાથી 'ક્રિયાવિશેષણ વાક્ય' છે. (૧) '(જેમ) ઘોર નિદ્રામાંથી...લંબાવે' (૨) '(જેમ ઘોર નિદ્રામાંથી. .) આંખ સાફ કરે' આ બે વાક્યો અધ્યાહૃત 'અને' ઉભયાન્વયી અવ્યયથી જોડાયાં છે. તે બન્ને પરસ્પર નિરપેક્ષ (સ્વતંત્ર) હોવા છતાં મુખ્ય વાક્યના તાબાનાં છે, માટે સમગ્ર વાક્ય મિશ્ર છે.

---

## પદવિન્યાસ સંબંધી થોડી સૂચનાઓ

(૧) વિશેષણને જાતિ, વચન, અને વિભક્તિ તેના વિશેષ્ય પ્રમાણે લાગે છે. દાખલા—સારો છોકરો, ઊંચાં ઝાડ, મોટે ઘેર, ઓડે માથે, રાજાનું ઘર, વગેરે.

(૨) વિશેષણ એક હોય અને તેનાં વિશેષ્ય અનેક હોય તો વિશેષણ બહુવચનમાં આવે; વળી વિશેષ્ય ભિન્ન ભિન્ન જાતિનાં હોય તો વિશેષણ નાન્યતર જાતિ બહુવચનમાં આવે છે. તે સ્ત્રી પુરુષ બહુ ભલાં હતાં. તે ડોસો, તેની સ્ત્રી, અને છોકરો માંદાં છે, રાજા અને તેનો પ્રધાન બહુ સાદા છે.

(૩) એકજ ભૂતકાલાદિ ક્રિયાપદને જુદી જુદી જાતિના અનેક કર્તા કે કર્મ હોય તો ક્રિયાપદ નાન્યતર જાતિ બહુવચનમાં આવે છે. ઘોડું અને વાછડા નાશી ગયાં. તે ભાઇબેન મરી ગયાં. તે પુરુષ અને તેની સ્ત્રી કામ કરતાં હતાં. તેણે દાળભાત ખાધાં. સોટી અને જોડા ખોવાઇ જવાનાં. તમારે કલમ અને કોટ શીખવાં, વગેરે.

(૪) એક ક્રિયાપદને જુદા જુદા પુરુષના કર્તા હોય તો ક્રિયાપદ પહેલા પુરુષ બહુવચનમાં આવે, પહેલા પુરુષને અભાવે બીજા પુરુષમાં, અને બીજાને અભાવે ત્રીજા પુરુષમાં આવે. તમે અને છગન આવો છો. હું, તું, અને મગન જઇશું. અમે અને મણિલાલ જવાના છીએ. તું અને ચીમન જજો. વગેરે.

(૫) ક્રિયાપદને ક્રિયાનાથ પ્રમાણે જાતિ, વચન, અને પુરુષ લાગે છે, પણ જ્યાં ક્રિયાપદ શુદ્ધ વર્તમાન કાળ, અપૂર્ણ વર્તમાન કાળ, કે ભવિષ્ય કાળમાં હોય છે ત્યાં જાતિ લાગતી નથી, માત્ર વચન લાગે છે. મેં ચોપડી લખી. અમારે પુસ્તક લખવાં. છોકરો ગામ ગયો. છોકરો ગામ જતો હતો. તેઓ ગઇ. છોકરાં નિશાળે ગયાં. પણ, છોકરા જશે. અમે કામ કરીએ છીએ. તમે લખો. તમે જજો.

(ઉપલાં વાક્યોમાં જ્યાં ક્રિયાપદ કર્તરિ પ્રયોગમાં છે ત્યાં ક્રિયાપદને જાતિવચન કર્તા પ્રમાણે લાગ્યાં છે; અન્ય સ્થળે કર્મ પ્રમાણે લાગ્યાં છે. પુરુષવાચક પ્રત્યયો આ કલમમાં જણાવેલા ત્રણ કાળમાં લાગે છે.)

(૬) એક કે અનેક નામ પછી 'વગેરે' શબ્દ આવે તો વિશેષણ કે જાતિવાચક પ્રત્યય લેનાર ક્રિયાપદ નાન્યતર જાતિ બહુવચનમાં આવે: ગુજરાતનાં રજપૂત રાજા તથા મુસલમાની

પાદશાહની રાજનીતિ, વગેરે કેવાં હતાં ?–'કેવી હતી' ખોટું છે.

(૭) 'હરેક', 'હરેક', 'પ્રત્યેક', વગેરે શબ્દો એકવચનાર્થ છે, **તેથી તેમની પછી આવનાર નામ એક વચનમાં જોઇએ.** તે નામને બહુ વચનમાં વાપરવાની ભૂલ ઘણી સામાન્ય છે. પ્રત્યેક છોકરાએ પોતાનું કામ કાળજીથી કરવું. આ ઉપરાંત **તે નામની પૂર્વે આવનાર છઠ્ઠી વિભક્તિનું સર્વનામ પણ એકવચનમાં જ જોઇએ.** '**તેમનાં** દરેક કાવ્યમાં ભક્તિભાવ પ્રકટ થાય છે,' આ વાક્યમાં '**તેમના**' શબ્દ જોઇએ, કારણ 'કાવ્ય' એકવચનમાં છે.

---

## સમાસ અને તેના પ્રકાર

(**सम + आस** =એકઠું ફેંકવું તે) જે શબ્દો એકઠા આવી એક શબ્દ બને તેને સમસ્ત પદ કે **સમાસ** કહે છે. સમાસમાં ઓછામાં ઓછાં બે પદ તો જોઇએ જ. સમાસના છેલ્લા પદને **ઉત્તરપદ** કહે છે, અને તેની પહેલાંના પદ કે પદોને **પૂર્વપદ** કહે છે. સમાસમાં જાતિ, વચન, અને વિભક્તિના પ્રત્યય તેના છેલ્લા પદને લાગે છે, પૂર્વપદ તેના **મૂળરૂપમાં** સામાન્ય રીતે રહે છે.

**સમાસના મુખ્ય ચાર પ્રકાર છે: (૧) દ્વન્દ્વ, (૨) તત્પુરુષ, (૩) બહુવ્રીહિ, અને (૪) અવ્યયીભાવ.**

સમાસને છોડી તેમાંનાં પદોનો પરસ્પર સંબંધ બતાવી તે કયી જાતનો સમાસ છે, તે કહેવું તેને **વિગ્રહ** કહે છે.

(૧) **દ્વન્દ્વ**–સમાસનો વિગ્રહ કરતાં જેનાં પદોની વચ્ચે '**અને**' મૂકવો પડે તેને **દ્વન્દ્વ** સમાસ કહે છે. દ્વન્દ્વનો **અર્થ** 'જોડકું' થાય છે. એટલે આ સમાસનાં પદો પરસ્પર સ્વતંત્ર હોવા છતાં જોડકામાં મૂકાયલાં હોય છે. ઉ. હરિહર=હરિ અને હર, રામલક્ષ્મણ=રામ અને લક્ષ્મણ, હાથપગ=હાથ અને પગ, સુખદુ:ખ=સુખ અને દુ:ખ, હર્ષશોક=હર્ષ અને શોક, એકવીશ=એક અને વીશ, નિશદિન=નિશા-

માં અને દિનમાં, આજકાલ=આજે અને કાલે, વગેરે.

વૈકલ્પિક દ્વન્દ્વ–આ દ્વન્દ્વમાં બન્ને પદો 'અને' થી જોડાવાને બદલે 'કે', 'અથવા', વગેરે વિકલ્પવાચક ઉભયાન્વયી અવ્યયથી જોડાયલાં હોય છે, એટલે વિગ્રહમાં 'કે' મૂકવો પડે તેને વૈકલ્પિક દ્વન્દ્વ કહે છે. ઉ. બેચાર=બે કે ચાર, પાંચદશ=પાંચ કે દશ, વગેરે.

(૨) તત્પુરુષ સમાસ–આ સમાસમાં પૂર્વપદ ઉત્તરપદની સાથે વિભક્તિ સંબંધથી જોડાયલું હોય છે, અને વિગ્રહમાં જે તે વિભક્તિ મૂકી સંબંધ બતાવવાનો હોય છે: રાજપુરુષ=રાજાનો પુરુષ, પ્રજાભક્તિ=પ્રજાની ભક્તિ, ભયભીત=ભય વડે ભીત, વગેરે. 'તત્પુરુષ' શબ્દ જાતે જ તત્પુરુષ સમાસ છે. તત્ (તેનો) પુરુષ. તત્પુરુષ સમાસના વિભક્તિના સંબંધને લીધે પેટા વિભાગ જે તે વિભક્તિ પરથી પડાય છે.

દ્વિતીયા તત્પુરુષ–શ્રિત, આશ્રિત, ગત, અતીત, પ્રાપ્ત, આપન્ન શબ્દો ઉત્તરપદ તરીકે વપરાયા હોય તો તે સમાસ દ્વિતીયા તત્પુ૦ છે. શરણાગત=શરણને આગત (આવેલો), કૃષ્ણાશ્રિત=કૃષ્ણને આશ્રિત, ઇન્દ્રિયાતીત=ઇન્દ્રિઓને અતીત (ઓળંગીને ગયેલું), વગેરે.

તૃતીયા તત્પુ૦–(૧) તુલ્ય, સદૃશ, સમ, વિહોણું, વિહીન, સંપન્ન, યુક્ત (જોડાયલું), યુત (જોડાયલું), રહિત, ઊન, વગેરે શબ્દો અન્તે આવ્યા હોય, અથવા (૨) પૂર્વપદ કર્તૃવાચક કે કરણવાચક હોય તો તે બધા સમાસ આમાં આવે છે. પિતાતુલ્ય=પિતા સાથે તુલ્ય, માતૃસદૃશ, રથવિહોણો, બુદ્ધિહીન, ગુણસંપન્ન, ભક્તિયુક્ત, શ્રીયુત, પાદરહિત, પોણું (પા વડે ઊણું૧–$\frac{1}{4}$=$\frac{3}{4}$), હરિરક્ષિત, સ્નેહાર્દ્ર, તૃષાર્ત, મદોન્મત્ત, પાદદલિત, વગેરે.

ચતુર્થી તત્પુ૦–(૧) ઉત્તરપદ તરીકે બલિ કે અર્થ શબ્દ આવ્યો હોય (૨) અગર ઉત્તરપદ પ્રકૃતિવાચક અને પૂર્વપદ વિકૃતિવાચક હોય ત્યારે આ સમાસ બને છે. કૃષ્ણાર્થે=કૃષ્ણને માટે, ઘટમૃત્તિકા=

ઘટને માટે મૃત્તિકા. મૃત્તિકા (પ્રકૃતિ) માંથી ઘડો (વિકાર) બને છે.

**પંચમી તત્પુ૦**–ભીત, ત્રસ્ત, પતિત, ભ્રષ્ટ, મુક્ત, વગેરે શબ્દો ઉત્તરપદ તરીકે આવ્યા હોય ત્યારે આ સમાસ થાય છે: ઉ. ભયભીત=ભયથી ભીત (બી-હેલો), દુ:ખત્રસ્ત=દુ:ખથી ત્રસ્ત (ત્રાસેલો), રણમુક્ત=રણમાંથી મુક્ત, શોકમુક્ત=શોકમાંથી મુક્ત, પદચ્યુત=પદથી ચ્યુત, રાજ્યભ્રષ્ટ=રાજ્યથી ભ્રષ્ટ, ધર્મભ્રષ્ટ, પ્રાણવલ્લભ, વગેરે.

**ષષ્ઠી તત્પુ૦**–પૂર્વપદ અને ઉત્તરપદ વચ્ચે ભિન્ન ભિન્ન પ્રકારનો સંબંધ હોય, અંગ–અંગી ભાવ હોય, અને દુર્લભ, આધીન, વશ, તંત્ર, વગેરે શબ્દો ઉત્તરપદ તરીકે વપરાયા હોય ત્યારે આ સમાસ બને છે. રાજપુરુષ, સીતાપતિ, દેવદ્વાર, સભાપતિ, રાજગૃહ, પ્રજાભક્તિ, સ્વતંત્ર, પરવશ, ઈશ્વરાધીન, કૃષ્ણાનંદ, રામાનંદ, કૌશલ્યાનંદન, પૂર્વાહ્ણ, મધ્યાહ્ન, અગ્રહસ્ત, દેવદુર્લભ, વગેરે. સામાન્ય રીતે મુખ્ય પદ છેવટે આવે છે. રાજહંસ, રાજયક્ષ્મા, રાજરોગ, મધ્યાહ્ન વગેરે શબ્દોમાં પણ 'રાજ' અને 'મધ્ય' ગૌણ શબ્દ છે.

**સપ્તમી તત્પુ૦**–કુશળ, પ્રવીણ, વત્સલ, ભક્તિ, દયા, નિપુણ, પટુ, વગેરે શબ્દો ઉત્તરપદ તરીકે આવ્યા હોય ત્યારે આ સમાસ બને છે. કળાકુશળ=કળામાં કુશળ, શાસ્ત્રપ્રવીણ, શાસ્ત્રવિશારદ, ભક્તવત્સલ, દીનદયાળ, પિતૃભક્તિ (પિતા પ્રત્યે ભક્તિ), પ્રજાભક્તિ (પ્રજાની રાજા પ્રત્યેની ભક્તિ, માટે ષષ્ઠી તત્પુ૦), ભૂતદયા, જીવદયા, યુદ્ધનિપુણ, વાક્પટુ, વગેરે.

**નિર્ધારણ સપ્તમી તત્પુ૦**–નિર્ધારણ (Singling out) અનેક પ્રાણી કે પદાર્થમાંથી જ્યારે એકને શ્રેષ્ઠ તરીકે વીણી કાઢવો હોય ત્યારે, શ્રેષ્ઠ, વર, ઉત્તમ, ઉત્કૃષ્ટ, વગેરે સર્વસાપેક્ષ વિશેષણો ઉત્તરપદ તરીકે વપરાયાં હોય ત્યારે આ સમાસ થાય છે: દ્વિજવર, નૃવર, તરુવર, વહુવર, નરશ્રેષ્ઠ, નરોત્તમ, પુરુષોત્તમ, સર્વોત્તમ, સર્વોત્કૃષ્ટ, વગેરે.

અલુક્ સમાસ—જ્યારે પૂર્વપદના વિભક્તિના પ્રત્યયનો લોપ થયો ન હોય, અને સમાસમાં પ્રત્યય કાયમ રહ્યો હોય ત્યારે અલુક્ (અલુપ્ત છે પ્રત્યય જેનો) સમાસ થાય છે. મનસિજ, સરસિજ, યુધિષ્ઠિર, વગેરે.

નઞ્ તત્પુ.—સમાસનું પૂર્વપદ અભાવવાચક હોય, (અ, અન્, અણ, વગેરે) અને જ્યારે સમાસ નામ હોય કે વિશેષણ હોય, પણ જેના વિગ્રહમાં 'જે' સાપેક્ષ સર્વનામનાં રૂપ ન વપરાય તેને નઞ્ તત્પુરુષ કહે છે. અભાવ (ન ભાવ) અનુપયોગ, અચર, અગોચર, અનુપભોગ, અણધાર્યું, અણચિંત્યું, ઓચિંત્યુ. અણઘડ, વગેરે.

ઉપપદ તત્પુ.—સમાસનું ઉત્તરપદ ક્રિયાવાચક અને પૂર્વપદ સામાન્ય રીતે તેના કર્મવાચક હોય ત્યારે આ સમાસ બને છે. સરોજ (સરમાં જન્મે છે તે—અહીં પૂર્વપદ કર્મવાચક નથી) તીર્થંકર (તીર્થને કરે છે તે) અહીં બીજીનો પ્રત્યય મ્ (અનુસ્વાર) કાયમ રહ્યો છે, માટે અલુક્ ઉપપદ તત્પુરુષ કહી શકાય. કુંભાર (કુમ્ભકાર) ઉદ્ભિજ્જ, પુણ્યકૃત્, અનુગ, પૂર્વગ, ખગ, ખેચર, જળચર, અગ્નિદ, જલદ, વારિદ, પયોદ, વગેરે. (આ સમાસમાં ક્રિયાવાચક ઉત્તરપદ સ્વતંત્ર શબ્દ તરીકે ભાષામાં ન વપરાતું હોવું જોઇએ. જો વપરાય તો ઉપપદ તત્પુ. નહીં.)

કર્મધારય—આનો સમાવેશ પણ તત્પુરુષમાં થઇ શકે છે, કારણ તત્ (તેનો) લેવાને બદલે તત્ (તે) પુરુષ, એમ અર્થ લઇએ તો વિશેષણ વિશેષ્યનો સંબંધ આવે છે. આમાં ઘણું કરીને (૧) પૂર્વપદ વિશેષણ અને ઉત્તરપદ વિશેષ્ય હોય છે. તેમજ (૨) ઉપમાન અને સાધર્મ્યવાચક પદો (૩) ઉપમેય અને ઉપમાનવાચક શબ્દો (૪) પૂર્વકાલીન અને ઉત્તરકાલીન ક્રિયાસૂચવનાર કૃદન્ત(૫) જેને છેડે 'અન્તર' શબ્દ આવ્યો હોય તેવા સમાસ (૬) 'પ્ર' વગેરે ઉપસર્ગ પૂર્વપદ તરીકે આવ્યા હોય, અને

(૭) બે વિશેષણો ભેગાં આવ્યાં હોય તેવા સમાસનો કર્મધારયમાં સમાવેશ થાય છે. દાખલા: કૃષ્ણસર્પ, મહાપૂજા, મહાસેવા, ઘનશ્યામ (ઘનના જેવો શ્યામ), નરસિંહ, રાજર્ષિ (રાજા ઋષિ જેવો) સ્નાતાનુલિપ્ત, વનાન્તર, વિષયાન્તર, શીતોષ્ણ, પીતશ્યામ, લુખ્ખુસૂકું, વગેરે.

દ્વિગુસમાસ—સમાસના પૂર્વપદ તરીકે જ્યારે સંખ્યાવાચક શબ્દ આવ્યો હોય, અને સમાસમાં સમૂહનો અર્થ હોય તો દ્વિગુ સમાસ કહેવાય છે. પંચનળી, નવરાત્ર, પંચવટી, ચાતુર્વર્ણ્ય, પંચકેશ, નવટાંકી, પાંચશેરી, (પાંચ શેરનો સમૂહ—ભિન્ન ભિન્ન શેરનો અર્થ નથી, પણ એકંદર વજનનું એક કાટલું, એમ અર્થ છે.

(૩) બહુવ્રીહિ—જે સમાસમાં સામાન્ય રીતે ઉત્તરપદ વિશેષ્ય હોય, અને પૂર્વપદ તેનું વિશેષણ હોય, અને આખો સમાસ કોઈ અન્યનો ગુણ બતાવતું હોય, એટલે તેનું વિશેષણ હોય, તેમજ જેના વિગ્રહમાં 'જે' સાપેક્ષ સર્વનામનાં રૂપ પ્રથમા સિવાય વિભક્તિમાં વપરાય તે બહુવ્રીહિ સમાસ. જેમ, મહાબાહુ નલ. અહીં સમાસ 'મહાબાહુ' છે. મહા છે બાહુ જેના—એમ વિગ્રહ છે; અને આખો સમાસ 'મહાબાહુ' 'નલ'નું વિશેષણ છે. જ્યારે 'મહાબાહુ'નો અર્થ 'મોટો બાહુ' થતો હોય ત્યારે તે કર્મધારય છે, કારણ આખો સમાસ વિશેષણ નથી, પણ સ્વતંત્ર નામ તરીકે વપરાયો છે. 'મંદબુદ્ધિ' સમાસ પણ બે રીતે છોડી શકાય મંદબુદ્ધિ (ઓછી બુદ્ધિ) કર્મધારય, પણ 'મંદ છે બુદ્ધિ જેની' એવો અર્થ હોય તો બહુવ્રીહિ—કેમકે સ્ત્રી કે પુરુષનું વિશેષણ છે. આ છોકરો મંદમતિ છે. અહીં બહુવ્રીહિ સમાસ, પણ મારી મંદમતિ પ્રમાણે જે બોલું તે સાંભળજો. અહીં (ઓછી મતિ) એવો અર્થ હોવાથી તે કર્મધારય છે.

સ, સહ, વગેરે શબ્દો પૂર્વપદ તરીકે આવ્યા હોય, અને 'જે' સર્વનામનાં રૂપ વિગ્રહમાં ન વપરાતાં હોય તો પણ સમગ્ર સમાસ

વિશેષણ તરીકે વપરાતો હોય તો તેને બહુવ્રીહિ સમાસ કહે છે. સપુત્ર=પુત્ર સહિત, સભાર્ય=ભાર્યા સહિત. સવત્સી ગાય મેં જોઇ. અહીં 'સવત્સી' વિશેષણ છે (ગાયનું) એટલે બહુવ્રીહિ છે.

તે ઉપરાન્ત 'પ્ર', વગેરે ઉપસર્ગો પૂર્વપદ તરીકે આવ્યા હોય અને આખો સમાસ વિશેષણ તરીકે વપરાય અને જેના વિગ્રહમાં 'જે' સાપેક્ષ સર્વનામનાં રૂપ વપરાય તે પણ બહુવ્રીહિ છે. આ ઉપસર્ગો વિશેષણનું જ કાર્ય કરે છે. જેમ નિર્દય=નિર્ગત (ગયેલી) છે દયા જેની તે. નિઃસ્પૃહ=નિર્ગત (ગયેલી) છે સ્પૃહા જેની, વગેરે.

જે સમાસનાં અન્ને પદ સમાન વિભક્તિમાં ન હોય, પણ બીજી બધી શરતો હોય તો તેને પણ બહુવ્રીહિ સમાસ કહે છે, જેમ, ચક્રપાણિ=ચક્ર છે જેના પાણિમાં (હાથમાં) વીણાપાણિ, ચન્દ્રશેખર=ચન્દ્ર છે જેના શેખરમાં (માથા ઉપર), ચન્દ્રાપીડ, ચન્દ્રામૌલિ, વગેરે, આમાં પૂર્વપદ પ્રથમામાં આવે છે, અને ઉત્તરપદ સપ્તમી વિભક્તિમાં આવે છે, માટે સમાન વિભક્તિ નથી.

(૪) **અવ્યયીભાવ**—જે સમાસમાં પૂર્વપદ અવ્યય હોય અને બીજું પદ નામવાચક હોય, પણ સમગ્ર સમાસનો અર્થ અવ્યય જેવો થતો હોય તેને **અવ્યયીભાવ** સમાસ કહે છે. જેમ પ્રતિદિન=દરેક દિને, પ્રતિપક્ષ=દરેક પક્ષમાં, અધ્યાત્મ=આત્મામાં, આબાલવૃદ્ધ=બાલથી માંડી વૃદ્ધ પર્યન્ત, પ્રત્યક્ષ=અક્ષિ (આંખની) પ્રતિ (તરફ), પરોક્ષ, સમક્ષ, પ્રતિવર્ષ, વગેરે.

(૫) **સુપ્સુપ્સમાસ**—જે સમાસનું ઉત્તરપદ 'પૂર્વ' શબ્દ હોય અને પૂર્વપદ ભૂતકૃદન્ત હોય તેને સુપ્સુપ્સુપ્ કહે છે. ભૂતપૂર્વ, શ્રુતપૂર્વ, દૃષ્ટપૂર્વ.

---

## વિરામચિહ્ન

વાંચતી વખતે આરામ લેવા તથા વાક્યનો અર્થ સ્પષ્ટ કરવા વિરામચિહ્નની ખાસ જરૂર છે. તે સિવાયનું સઘળું લખાણ લગભગ

નકામા જેવું ગણાય. માટે મુખ્ય મુખ્ય વિરામચિહ્નો વાપરવાની પ્રથમથી જ ટેવ રાખવી યોગ્ય છે. વાક્ય પૂરૂ થાય એટલે યોગ્ય વિરામચિહ્ન મૂક્યા સિવાય તે વાક્ય પૂરૂ થયું મનાય નહિ. વિરામચિહ્નો નીચે પ્રમાણે છે:—

| | | | |
|---|---|---|---|
| (૧) પૂર્ણવિરામ | ( . ) | (૨) પ્રશ્નાર્થચિહ્ન | ( ? ) |
| (૩) અલ્પવિરામ | ( , ) | (૪) અર્ધવિરામ | ( ; ) |
| (૫) ઉદ્‌ગારચિહ્ન | ( ! ) | (૬) અવતરણચિહ્ન | ( " " ) |
| (૭) વિગ્રહરેખા | ( - ) | (૮) ગુરુરેખા | ( — ) |
| (૯) લોપકચિહ્ન | ( ' ) | (૧૦) કૌંસ | ( ), { }, [ ] |
| (૧૧) મહાવિરામ | ( : ) | | |

ઉપરનાં ચિહ્નો ક્યાં ક્યાં વાપરવાં તે સંબંધી મુખ્ય સૂચનાઓ,

(૧) પૂર્ણવિરામ—(અ) પ્રશ્ન અને ઉદ્‌ગાર રહિત વાક્યને અન્તે આ ચિહ્ન વપરાય છે. (બ) સંક્ષિપ્ત શબ્દો (Abreviated words) ને અંતે પણ આ ચિહ્ન વપરાય છે. ઉદાહરણ: એ. વ. (એક વચન) તા. ક. (તાજા કલમ), વગેરે. (ક) નિયમો વગેરેની ગણતરીના આંકડા કે અક્ષરો પછી પૂર્ણવિરામ મૂકાય છે.

૧. કાળ ૨. પ્રયોગ ૩. અવ્યય અ. વિશેષણ બ. નામ, વગેરે.

(૨) પ્રશ્નાર્થચિહ્ન—૧. પ્રશ્ન સાથે વિચારની પૂર્ણતા થતી હોય તો વાક્યને અંતે પ્રશ્નાર્થચિહ્ન મૂકવું. ઉદાહરણ: તમે સાંજે આવશો? તમે ક્યાં જાઓ છો? ૨. મુખ્ય વાક્યમાં પ્રશ્ન હોય તો આખા મિશ્ર વાક્યને અંતે પ્રશ્નાર્થચિહ્ન મૂકાય છે. ઉદાહરણ: તમે ક્યાં જાઓ છો તે મને કહેશો?

સૂચના—ગૌણ વાક્યમાં પ્રશ્ન હોય અને તે વાક્ય મુખ્ય વાક્યની પહેલાં આવે તો સમગ્ર વાક્યને અંતે પૂર્ણવિરામ મૂકાય. ક્યાં કારણથી તમારે એની સાથે તકરાર થઇ તે કહો. પણ આવું પ્રશ્નવાળું ગૌણ વાક્ય મુખ્ય વાક્ય પછી આવે તો પ્રશ્નાર્થચિહ્ન

મૂકાય છે. તેણે મને પૂછ્યું તમે ક્યાં રહો છો?

૩ અલ્પવિરામ—૧. જે નામ, સર્વનામ, વિશેષણ, કે ક્રિયાપદ 'અને', 'તથા', 'ને', 'કે', વગેરે ઉભયાન્વયી અવ્યયથી જોડાયાં હોય તેમની જેટલી સંખ્યા હોય તે કરતાં એક ઓછું અલ્પવિરામ વાપરવું. ઉદાહરણ: ખેડુત ઉદ્યોગી, સાહસિક, અને શ્રદ્ધાળુ મનુષ્ય છે. અહીં ત્રણ વિશેષણ છે, માટે બે અલ્પવિરામ વાપર્યાં છે. ૨. આવા પદચ્છેદનાં જો જોડકાં વપરાયાં હોય તો ફક્ત દરેક જોડકાને અંતે નિયમ પહેલામાં બતાવ્યા પ્રમાણેની સંખ્યામાં અલ્પવિરામ વાપરવાં. માણસ જાતને માથે ટાઢ તડકો, સુખ દુઃખ, હર્ષ શોક, અને રાગદ્વેષનાં દ્વંદ્વો જડેલાં છે. પરંતુ આવાં પદ કે જોડકાંની સંખ્યા માત્ર બે હોય તો આ ચિહ્નની જરૂર નથી. ૩ સમાનાધિકરણ શબ્દોની પહેલાં અલ્પવિરામ મૂકાય છે. અંગ્રેજીમાં આગળ અને પાછળ બે સ્થળે મૂકાય છે. સ્વર્ગના અલંકાર, ઉર્વશીને કેશી નામના રાક્ષસે માર્ગમાંથી પકડી લીધી. ૪. જેમ છૂટાં પદોને વાસ્તે કહ્યું તેમ ઉપર જણાવેલાં ઉભયાન્વયી અવ્યયોથી જોડાયલાં નાનાં મોટાં વાક્યો કે શબ્દ સમુદાયને માટે પણ સમજી લેવાનું છે. તે ક્યાં રહે છે, શું કરે છે, કેવી રીતે દિવસ નિર્ગમન કરે છે, અને તેને શી સંતતિ છે, તે હું જાણતો નથી. પૃથ્વીના પડમાં, પર્વતની ગુફામાં, લોઢાની પેટીમાં, કે ગમે ત્યાં હશો, તો પણ મૃત્યુ છોડનાર નથી. ૫. 'વગેરે' શબ્દની પહેલાં અલ્પવિરામ મૂકવું. સાપ, વીં, વાઘ, વરૂ, વગેરે હિંસ્ર પ્રાણીઓ ઉત્પન્ન કરવામાં પણ ઈશ્વરનો હેતુ હોય છે. ૬. વાક્ય પછી તેને સમાનાર્થ શબ્દ 'આ', 'એ', 'તે', 'એમ', વગેરે વપરાય તો આ શબ્દોની પહેલાં અલ્પવિરામ જરૂર મૂકવું. પોતે લાભ લેવો નહિ અને બીજાને પણ લેવા દેવો નહિ, એ સજ્જન માણસને ઉચિત ન ગણાય.

(૪) અર્ધવિરામ —૧. સામાન્ય રીતે સંયુક્ત વાક્ય જે બે વાક્યનું બન્યું હોય તે બે વાક્ય વચ્ચે આ ચિહ્ન વપરાય છે; છતાં

વાક્ય નાનાં હોય તો અલ્પવિરામ મૂકવા ખાસ હરકત નથી. તેણે પોતાના બાપનું દેવું ચૂકવ્યું; પણ પાછળથી તેની સ્થિતિ બહુ કફોડી થઈ. ૨ બે વાક્યના બનેલા સંયુક્ત વાક્યમાં જો ઉભયાન્વયી અવ્યય અધ્યાહાર્ય હોય તો અર્ધવિરામ જરૂર મૂકવું. આપણે આપણું કર્તવ્ય સત્યનિષ્ઠાથી કર્યા કરવું; બીજા શું કરે છે તેના તરફ ધ્યાન ન આપવું.

(૫) ઉદ્‌ગારવાચકચિહ્ન-૧ એકાએક હર્ષ, શોક, વગેરેની લાગણી બતાવતાં વાક્યોને અંતે આ ચિહ્ન મૂકાય છે. આ ચિત્ર કેવું સુંદર છે! ૨ ઉદ્‌ગારવાચક અવ્યયની પછી પણ આ ચિહ્ન મૂકાય છે. અરેરે! તેને તો સુખનો દિવસ કદી આવ્યો જ નહીં! ૩. સંબોધન શબ્દની પછી ઉદ્‌ગારચિહ્ન કે અલ્પવિરામ મૂકાય છે. મોહન! (કે મોહન,) અહીં આવ.

(૬) અવતરણચિહ્ન-૧. કોઈના બોલેલા શબ્દો તેમને તેમ મૂકવા હોય તો આ ચિહ્ન મૂકાય છે. તેણે કહ્યું, "મારા જેવો કોઈ સુખી નથી." ૨. અમુક શબ્દ કે અક્ષરને શબ્દ કે અક્ષર તરીકે જ જણાવવો હોય તો તે શબ્દ કે અક્ષરની આગળ પાછળ આ ચિહ્ન મૂકાય છે. 'છોકરા'નો પદચ્છેદ કરો? ૩. કોઈ લેખકના શબ્દોની નોંધ કરી તે શબ્દો અન્યના છે, એમ સ્પષ્ટ જણાવવું હોય તો આ ચિહ્ન વપરાય છે.

"સગુણ ભક્તિ મોતી ઘૂઘરી, મનમોહન દીસે તે ખરી;
અંતરતાપ ક્ષુધા નવ શમે, સામા મનોરથ પેરે દમે." અખો.

(૭) વિગ્રહરેખા-૧. લખતાં લખતાં લીટીને અંતે શબ્દ અધૂરો રહે તો આ રેખા કરવી પડે છે. ૨. સમસ્ત પદના (સમાસ) શબ્દોને છૂટા પાડવા પણ આ રેખા કરવી પડે છે. શિરો-રેખા, વગેરે.

(૮) ગુરુરેખા-૧. અમુક વસ્તુઓની ગણતરી કર્યા પછી તે બધાને વાસ્તે જે સમાનાધિકરણ શબ્દ વપરાય તેની પહેલાં આ

મોટી રેખા (લીટી) કરવામાં આવે છે. કાગળ, પેનસીલ, હોલ્ડર—આમને સ્ટેશનરી કહે છે. ૨. એકાએક વાક્ય અધુરું મૂકવું પડે તો આ રેખા વપરાય છે. અલ્યા, કેમ આવ્યો—અરે ! ક્યારે આવ્યો? ૩. કોઇ પણ વસ્તુના પ્રકાર કે અનેક ઉદાહરણ આપતાં તે પ્રકાર અને ઉદાહરણોની પહેલાં આ રેખા મૂકાય છે. નામના પ્રકાર—સંજ્ઞાવાચક નામ, જાતિવાચક નામ, અને ભાવવાચક નામ.

(૯) લોપકચિહ્ન—ગૂજરાતી ભાષામાં શબ્દમાંનો 'હ' ઘણી વખત સ્પષ્ટ ઉચ્ચારાતો નથી. તેથી લખાતો પણ નથી. તેવે પ્રસંગે ત્યાં કોઇ અક્ષર પડયો છે, તે જણાવવા આ ચિહ્ન વપરાય છે. તે રમતો'તે.=તે રમતો હતો.

(૧૦) કૌંસ—૧. વાક્યમાંના અઘરા શબ્દોનો સરળ શબ્દ ઘણી વખત કૌંસમાં મૂકાય છે. મહારેખા (મોટી લીટી) વસ્તુ ગણતરી કે ઉદાહરણ પહેલાં ઘણી વખત મૂકાય છે. ૨. વાક્ય કે શબ્દ સમુદાયનો સ્પષ્ટાર્થ પણ સમજૂતી રૂપે કૌંસમાં મૂકી શકાય છે. ૩. સંખ્યાંક કે અક્ષરની પછી પૂર્ણવિરામ મૂકાય અથવા તેમને કૌંસમાં પણ મૂકાય. (૧), (૨), (અ), (બ), વગેરે.

(૧૧) મહાવિરામ—૧. ગણતરી, ઉદાહરણ, સમજૂતી, વગેરે આપતા પૂર્વે જે પ્રાસ્તાવિક વાક્ય હોય તેની પછી આ ચિહ્ન વપરાય છે. નામના પ્રકારઃ (૧) સંજ્ઞા વાચક, (૨) જાતિવાચક, (૩) ભાવવાચક, વગેરે. ૨. એક વાક્યનો અર્થ બીજા વાક્યમાં સમજાવ્યો હોય અથવા તેની અંદર રહેલા અર્થનું સ્પષ્ટીકરણ કરવા એકાદ ઉદાહરણ આપ્યું હોય તો પ્રથમના વાક્યને અંતે આ ચિહ્ન વપરાય છે. ગરીબોને ઘણાં દુઃખ હોય છેઃ તેમને પૂરું ખાવાનું મળતું નથી, પહેરવાને વસ્ત્ર મળતાં નથી, અને લોકોમાં તેમની પ્રતિષ્ઠા પણ ઓછી હોય છે. કૂતરો વફાદાર પ્રાણી છેઃ સેંટ બર્નાડના કૂતરાનાં વફાદારીનાં પરાક્રમો ઘણાં મશહુર છે.

## પૂર્વગ, ઉપસર્ગ, અને અનુગ

પૂર્વગ—શબ્દની પૂર્વે (પહેલાં) જે અવ્યય વપરાય છે, અને શબ્દની સાથે મળી એકરૂપ થયેલા હોય છે તેમને પૂર્વગ કહે છે. આ પૂર્વગો અવ્યય જેવા છે, પણ જેમ અવ્યયનો ઉપયોગ વાક્યમાં જુદા પદ તરીકે થાય છે તેવો પૂર્વગનો ભિન્ન પદ તરીકે પ્રયોગ થતો નથી. ઉપસર્ગનો સમાવેશ પણ પૂર્વગમાં થઇ જાય છે, કારણ તે પણ શબ્દની પૂર્વે આવે છે. પૂર્વગ અને ઉપસર્ગમાં ફેર માત્ર એટલો જ છે કે ઉપસર્ગ મૂળમાં ધાતુને જ લગાડવામાં આવતા; પણ ધાતુ ઉપરથી વ્યુત્પન્ન થતા શબ્દોમાં પણ તે અન્તર્ગત રહેલો હોવાથી તેવે પ્રસંગે પણ તે ઉપસર્ગ જ કહેવાય છે. આ બધા ઉપસર્ગો જે સંસ્કૃત ભાષામાં હતા તેજ ગૂજરાતીમાં આવ્યા છે. ગૂજરાતીમાં જે જે તત્સમ શબ્દ વપરાય છે તે બધા શબ્દોમાં મૂળ સંસ્કૃતના ઉપસર્ગો કાયમ રહીને જ વપરાય છે, માટે ગૂજરાતીમાં પણ ઉપસર્ગ આ રીતે આવેલા છે. સમ્. પરા, વિ, અનુ, પરિ, નિસ્, અભિ, પ્રતિ, આ, ઉદ્, ઉપ, વગેરેને ઉપસર્ગમાં ગણેલા છે. તેમની સંખ્યા વીશની છે.

અનુગ—જે અવ્યય શબ્દને અંતે આવે અને શબ્દથી ભિન્ન શબ્દ તરીકે વાપરી શકાય તેમને અનુગ કહે છે. ગૂજરાતી ભાષાના ઘણાખરા વિભક્તિ પ્રત્યયો મૂળમાં અનુગ હતા, પણ પાછળથી તે પ્રત્યયો પાછલા શબ્દમાં મળી એકરૂપ થયા, એટલે તે પ્રત્યય કહેવાવા લાગ્યા; છતાં 'કેર' 'તણુ' એ બે અવ્યયો (વિકારી) ગૂજરાતી કવિતામાં વપરાય છે, અને શબ્દથી ભિન્ન લખાય છે તેટલા જ અનુગ તરીકે રહ્યા છે.

ઉપસર્ગ શું કામ કરે છે? (૧) અર્થ ફેર (૨) ઉલટો અર્થ, (૩) અર્થપ્રકર્ષ (૪) અર્થાનુસરણ (૫) અર્થસંકોચ.

(૧) એક જ ધાતુ ઉપરથી ભિન્ન ભિન્ન ઉપસર્ગોને લીધે ભિન્ન ભિન્ન અર્થ સંસ્કૃતમાં થતા હતા. એટલે ઉપસર્ગમાં મૂળ ધાતુના અર્થમાં ફેરફાર કરવાનું સ્વતંત્ર બળ (શક્તિ) રહેલું છે. આ શબ્દો ગૂજરાતીમાં પણ પોતાના મૂળ અર્થમાં વપરાતાં તે તે ઉપસર્ગની અર્થ ફેરવવાની શક્તિ તેમાં કાયમ રહે છે. 'हृ' ધાતુનો સંસ્કૃતમાં અર્થ 'લેઇ જવું' થાય છે. તે ઉપરથી 'प्र' ઉપસર્ગ લાગી 'પ્રહાર' નામ થાય છે. તેનો અર્થ 'મારવાની ક્રિયા' થાય છે. તેજ ધાતુને 'वि' ઉપસર્ગ લાગે, એટલે 'વિહાર' શબ્દ થાય. તેનો અર્થ 'ફરવાની ક્રિયા' એવો થાય છે. તેને વળી 'सम् ઉપસર્ગ લાગે, એટલે 'સંહાર' શબ્દ બને. તેનો અર્થ 'એકઠું કરવાની ક્રિયા' એમ થાય છે. તેને પાછો 'वि+आ' આમ બે ઉપસર્ગ લાગે, એટલે 'વ્યાહરણ' થાય. તેનો અર્થ 'બોલાવવાની કે બોલવાની ક્રિયા' એમ થાય છે. આ ઉપરથી ગૂજરાતીમાં 'વહાર' શબ્દ આવેલો છે. 'સંહાર'નો ગૂજરાતીમાં અર્થ ફરી ગયો છે. તે 'ઠેર મારવાના' અર્થમાં વપરાય છે. 'સ્થા' ધાતુ ઉપરથી 'આસ્થાન', 'અનુષ્ઠાન' 'ઉપસ્થાન', 'પ્રતિષ્ઠાન',' સંસ્થાન', 'ઉત્થાન' 'પ્રસ્થાન', 'कृ' ધાતુ ઉપરથી 'વિકૃતિ' 'અનુકૃતિ', 'પ્રકૃતિ', 'દુષ્કૃતિ', 'સંસ્કૃતિ', 'અપકાર', 'ઉપકાર', 'પ્રતિકાર', વગેરે શબ્દો ભિન્ન ભિન્ન અર્થના ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ઉપસર્ગમાં ધાતુના અર્થમાં ફેર કરવાની શક્તિ સ્વાભાવિક છે.

(૨) ઉપસર્ગ આવવાથી ઘણી વખતે ઊલટો અર્થ થાય છે. 'યોગ' ઉપરથી 'વિયોગ', 'સ્થાન' ઉપરથી 'પ્રસ્થાન', 'ગમન' ઉપરથી 'આગમન', 'ક્રય' ઉપરથી 'વિક્રય', 'વરો' ઉપરથી 'આવરો', 'રૂપાળો' ઉપરથી 'વરવો', 'પાપ' ઉપરથી 'નિષ્પાપ', 'જય' ઉપરથી 'પરાજય' 'કૃપા' ઉપરથી 'અવકૃપા'.

(૩) અર્થપ્રકર્ષનું કામ પણ ઉપસર્ગથી થાય છે. 'કોપ'

ઉપરથી 'પ્રકાર', 'જય' ઉપરથી 'વિજય', 'નાશ' ઉપરથી 'વિનાશ' 'ક્રમણુ' ઉપરથી 'અતિક્રમણુ'.

(૪) **અર્થાનુસરણ**:—મૂળ અર્થને અનુસરે છે. (થોડો ઘણો ફેરફાર હોય છે જ) 'કરણુ' ઉપરથી 'અનુકરણુ', 'સરણુ' ઉપરથી 'અનુસરણુ', 'ગમન' ઉપરથી 'અનુગમન', 'ઉપગમન', વગેરે.

(૫) **અર્થસંકોચ**—'આ' ઉપસર્ગ આવે ત્યારે. આરક્ત=થોડું રાતું. આકંપિત=(થોડું કંપિત), વગેરે.

ઉપસર્ગનો પૂર્વગમાં સમાવેશ થાય છે, તે ઉપર જણાવ્યું છે. તે સિવાયના પણ કેટલાક પૂર્વગો ગૂજરાતી ભાષામાં વપરાય છે. અન્તર્, અ, અન્, અણુ, આવિસ્, પ્રાદુસ્, તિરસ્, અમા, કુ, ક, લા, બીન, ના, ગેર, વગેરે. આચાર, અનાચાર, અણુમાનિતી, અસહ્ય, પ્રાદુર્ભાવ, તિરોભાવ, અન્તર્ધાન, આવિષ્કાર, અમાત્ય, કુચાલ, કવખત, લાઇલાજ, બીનજરૂરી, ગેરવ્યાજબી, નાપાક, વગેરે શબ્દોમાં આ પૂર્વગો વપરાયલા છે.

**'અ' અને 'અન્' પૂર્વગ ક્યાં વાપરવા**:—આ સંસ્કૃતના પૂર્વગ છે. તે ભાષાના નિયમ પ્રમાણે જ તદ્ભવ ગૂજરાતી શબ્દો-માં તેમનો પ્રયોગ થાય. શબ્દોનો આદિ અક્ષર વ્યંજન હોય તો તે શબ્દમાં રહેલા અર્થનો અભાવ જણાવવા 'અ' પૂર્વગ વપરાય, અને શબ્દનો આદિ અક્ષર સ્વર હોય તો 'અન્' પૂર્વગ વપરાય. પરંતુ 'અણુ' જે ગૂજરાતીનો તળપદો પૂર્વગ છે તે તો ગમે ત્યાં વપરાય છે. 'અણુમાનિતી', 'અણુમાણ્યા', અણુવિશ્વાસ, અણુશણુ, વગેરે.

## કૃત્ અને તદ્ધિત પ્રત્યયો

(કૃ+ત્) ધાતુને જે પ્રત્યય લગાડી તે ઉપરથી નામ, વિશેષણ, વગેરે બનાવવામાં આવે છે તેને **કૃત્ પ્રત્યય** કહે છે. ઘણાં ખરાં નામ, વિશેષણ, વગેરે ધાતુ ઉપરથી બનેલાં છે, માટે તેમાં કૃત્ પ્રત્યય રહેલો હોય છે. આ પ્રમાણે કૃત્ પ્રત્યય સૌથી પ્રથમ છે,

અને ત્યાર પછી નામ, વિશેષણ, વગેરે ઉપરથી આગળના શબ્દો બનાવવા જે પ્રત્યયો વપરાય છે તેમને તદ્ધિત પ્રત્યય કહે છેઃ નામ વિશેષણ, સર્વનામ, કે અવ્યયને જે પ્રત્યય લગાડવામાં આવે છે તેને તદ્ધિત પ્રત્યય કહે છે. (तत्+हित तत्=તે-નામ, વિશેષણ, સર્વનામ, અને અવ્યય.)

**કૃત્ પ્રત્યયોઃ**—(સંસ્કૃત) तृ, त, तव्य, अनीय, अन, आ, मान, वर, अ, ति, ગમન–પાચક, કર્તા, રત, કર્તવ્ય, કાર્ય, કરણીય, યત્ન, રાજમાન, ભાસ્વર, ગતિ, ઇચ્છા, જય, વગેરે શબ્દો ઉપરના કોઇ પણ પ્રત્યયની મદદથી ધાતુ ઉપરથી નીકળેલા છે.

**કૃત્ પ્રત્યયોઃ**—(ગૂજરાતી) તર, ત, આઇ, આવટ, વાડ, ણુક, આટ, અક, આમણ, અણ, કણું, એલઃ ઘડતર, રમત, ઘડાઇ, બનાવટ, લડવાડ, વર્તણુક, ચળકાટ, આવક, શીખામણ, શીવણ, બોલકણું, રખડેલ, વગેરે શબ્દો ક્રિયાપદ ઉપરથી ઉપરના કોઇ તળપદા કૃત્ પ્રત્યયોથી બનેલા છે.

**તદ્ધિત પ્રત્યયોઃ**—(સંસ્કૃત) अ, इक, य, इ, त्व, म, त्व, ता, मय, मत्, इन्, विन्, तर, तम, क, आलु, आट, कल्प, तन, ईन, त्र, था, વગેરે. ભૃગુ+અ=ભાર્ગવ (ભૃગુનો પુત્ર) માયા+ઇક=માયિક (માયાને લગતુ) દશરથ+ઇ=દાશરથિ (દશરથનો વંશજ) દક્ષિણ+ત્ય =દાક્ષિણાત્ય. (દક્ષિણનો વતની). **આ ચાર પ્રત્યયો લગાડતાં શબ્દના પ્રથમ સ્વરની વૃદ્ધિ કરવી પડે છે.** દન્ત+ય=દન્ત્ય (દાંતમાંથી બોલાતું) અત્ર+ત્ય=અત્રત્ય, આદિ+મ=આદિમ, મૃદુ+તા=મૃદુતા, મૃદુ+અ=માર્દવ, પાણિમય, બુદ્ધિમત્, રથિન્ (રથી) મેધાવિન્ (મેધાવી) અલ્પતર, લઘુતમ, બાલક, દયાલુ, વાચાટ, દ્વીપકલ્પ, અદ્ય-તન (અવ્યય ઉપરથી) પ્રાચીન, સર્વત્ર (સર્વનામ ઉપરથી) સર્વથા, વગેરે શબ્દો નામ, વિશેષણ, સર્વનામ, કે અવ્યય ઉપરથી તદ્ધિત પ્રત્યયો લાગી બનેલા છે.

તદ્ધિત પ્રત્યયોઃ—(ગૂજરાતી) પણ, પ, મ, પો, મન્ત, વન્ત, આઇ, આશ, વાળું, ઇલ, આળ, ઇયાળ, રો, ડો, રી, વો, ઓ, લો, લી, વગેરે. ધડપણ, વહાલપ, મોટમ, કઠાપો, બુદ્ધિમન્ત, લક્ષ્મીવન્ત, માણસાઇ, ખટાશ, અક્કલવાળું, હઠીલું, શીઆળ, મોટેરો–રી, વાંકડો, ઘેલડી, ધડુલો, ઢેલડી, ઘાડવો, હારિઓ, વગેરે.

સૂચના—નામના અન્ત્ય કે ઉપાન્ત્ય અક્ષર તરીકે જો 'અ', 'આ', કે 'મ' અક્ષર આવ્યો હોય તો 'વન્ત' પ્રત્યય લગાડવો, અને બાજે પ્રસંગે 'મન્ત' પ્રત્યય લગાડવો. 'બુદ્ધિવન્ત' શબ્દ ખોટો છે, કારણ 'બુદ્ધિ' શબ્દમાં અન્ત્ય કે ઉપાન્ત્ય અક્ષર તરીકે ઉપરના ત્રણ અક્ષરો પૈકીનો કોઇ નથી, માટે 'બુદ્ધિમન્ત' કે બુદ્ધિમાન્ શબ્દ વાપરવો. પણ 'વિદ્યાવાન્' કે વિદ્યાવન્ત શબ્દ, ખરો છે, કારણ 'વિદ્યા' શબ્દમાં અન્ત્ય અક્ષર 'આ' છે.

## શબ્દનો ભિન્ન ભિન્ન પદચ્છેદ

તે કામ કરીને થાકી ગયો. (અવ્યયરૂપ ભૂતકૃદંત)

તે તાવે કરીને મરી ગયો. (નામયોગી અવ્યય)

તે કામ કરતાં કરતાં ઉંઘી ગયો. (અવ્યયરૂપ વર્તમાનકૃદંત)

તેને પોતાનો પાઠ કરતાં આળસ થાય છે. ('કરવાની ક્રિયામાં' નામ તરીકે)

તે મારા કરતાં ઉંચો છે. (નામયોગી અવ્યય)

તે સ્ત્રીપુરુષ હમેશાં પરમેશ્વરની ભક્તિ કરતાં. (ક્રિયાપદ)

હું તમારી પાસે બેઠો છું. (નામયોગી અવ્યય)

હું જરા પાસે બેસીશ. (સ્થળવાચક ક્રિયાવિશેષણ અવ્યય)

આ ચોપડી જેમ તેણે વાંચી તેમ તમે વાંચો. (રીતવાચક ક્રિયાવિશેષણ અવ્યય)

લક્ષ્મણની જેમ તેણે બ્રહ્મચર્ય પાળ્યું. (નામયોગી અવ્યય)

તે તેની માના જેવો સુંદર છે. (વિશેષણનું સાદૃશ્યવાચક વિશે.)

જેવો ભાવ તેવી ભક્તિ. (સાદૃશ્યવાચક વિશેષણ)

જેવો તે આવ્યો કે તરતજ તેને મારવા લીધો. (વિકારી ક્રિયાવિશેષણ)

જરા અહીં આવોને. (ક્રિયાવિશેષણ અવ્યય)

તેણે જરા દૂધ પીધું. (અવિકારી વિશેષણ)

મારે માટે પાન લાવજો. (નામયોગી અવ્યય)

તેણે મને ગાળ ભાંડી, માટે મને ખોટું લાગ્યું. (ઉભયા. અન્વય)

તું આટલો મોડો કેમ આવ્યો? (ક્રિયાવિશેષણનું વિ. વિશેષણ)

આટલો પાઠ જલદી કર. (પરિમાણવાચક વિકારી વિશેષણ)

તે છોકરો કેવો સુંદર છે! (વિશેષણનું વિ. સાદૃશ્યવાચક વિશેષણ)

તે કેવો છોકરો છે? (સાદૃશ્યવાચક વિશેષણ)

તે પાંચ ફીટ ઉંચો છે. (વિ. વિશેષણ)

તે ઉંચો બેઠો છે. (વિ. ક્રિયાવિશેષણ)

તેની નીચે રૂમાલ પડ્યો છે. (નામયોગી અવ્યય)

જરા નીચે બેશ. (ક્રિયાવિશેષણ અવ્યય)

આ કામ કરતો ના (નિષેધાર્થ ક્રિયાવિશેષણ અવ્યય)

તેણે આવવાની ના કહી. (નામ)

પેલો આવ્યો કે? (દર્શક સર્વનામ)

પેલો છોકરો આવ્યો? (દર્શક સર્વનામ–વિશેષણ તરીકે)

જે ખોદે તે પડે. (સાપેક્ષ સર્વનામ)

જે માણસ ખોદે તે પડે. (સાપેક્ષ વિશેષણ)

વિશેષ લખવાનું જે તમે આવજો. (ઉભયાન્વયી અવ્યય)

'મુજ સરિખો રસિયો નહિ કોઇ રાગીજી' (સાદૃશ્યવાચક વિ. વિશેષણ)

સરખે સરખામાં મૈત્રી શોભે. (સાદૃશ્યવાચક સર્વનામ)

હું તમારી પાછળ બેસું? (નામયોગી અવ્યય)

તે પાછળ બેઠો છે. (ક્રિયાવિશેષણ અવ્યય–સ્થળવાચક)

દોહ્યલા દિવસોમાં તેને કોણે મદદ કરી છે? (વિ. વિશેષણ)

વિશ્વામિત્ર સરખા તાપસને દોહ્યલે દર્શન દીધાં. (જાતિવાચક નામ અથવા ક્રિયાવિશેષણ અવ્યય)

**સૂચનાઃ**—કૃદન્તનો ભિન્ન ભિન્ન પદચ્છેદ તરીકે પ્રયોગ કૃદન્તના પ્રકરણમાં જોઇ લેવો.

---

## સમાસવિગ્રહકોષ

**અનાર્ય**–ન આર્ય (ન. તત્પુ.) **અગ્નિદાહ**–અગ્નિનો દાહ [ષ. ત.] [કર્તરિ. ષષ્ઠી] **અંતઃકરણ**–અંતઃ [અંદરનું] કરણ [કર્મ] **અર્થશાસ્ત્ર**–અર્થનું શાસ્ત્ર [ષ. ત.] **અગ્નિકુલ**–અગ્નિથી ઉત્પન્ન થયેલું કુલ [મ. લો.] **અપ્રતિમ**–નથી પ્રતિમા [ઉપમા] જેને [બહુ.] **અનુપમ**–નથી ઉપમા જેને [બહુ.] **અવ્યક્ત**–ન વ્યક્ત [ન. તત્પુ.] **અનાદ્યન્ત**–આદિ ને અંત નથી જેને [બહુ.] **અંકગણિત**–અંકનું ગણિત (ષ. ત.) **અચેતન**–નથી ચેતના જેને [બહુ.] **અચ્છેર**–અધ્ધશેર [કર્મ.] **અન્નોદક**–અન્ન ને ઉદક [દ્વંદ્વ] **અપાંગ**–અપગત [નષ્ટ] છે અંગ જેનાં [બહુ.] **અકર્મક**–નથી કર્મ જેને [બહુ.] **અણચિંત્યું**–ન ચિંત્યું [ન. તત્પુ.] **અણધાર્યું**–ન ધાર્યું [ન. તત્પુ.] **અણઆવડ**–ન આવડ [ન. તત્પુ.] **અનશન**–ન અશન [ન. તત્પુ.] **અનુત્તમ**–નથી ઉત્તમ જેને [બહુ.] **અરોગી**–ન રોગ–અરોગ [ન. તત્પુ.]+इन् **અશરણ**–નથી શરણ જેને [બહુ.] **અશરણ શરણ**–અશરણનું શરણ [ષ. ત.] **અધિપ**–અધિક પાતિ [રક્ષણ કરે છે] તે [ઉ. ત.] **અગોચર**–ન ગોચર [ન. તત્પુ.] **અંગરખુ**–અંગનું રખુ [ષ. ત] **અશ્વઘાસ**–અશ્વને માટે ઘાસ [ચ. ત.] **અમદાવાદ**–અહમદનું આબાદ [શહેર] [ષ. ત.] **અગ્રહસ્ત**–હસ્તનો અગ્ર ભાગ [ષ. ત.] **અંડજ**–અંડમાંથી જન્મે તે [ઉ. ત.] **અનુગ**–અનુ [પછવાડે] જાય તે [ઉ. ત.] **અશ્વમેધ**–અશ્વનો મેધ [ષ. ત.] **અલ્પજ્ઞ**–અલ્પ જાણે છે તે [ઉ. ત.] **અસ્તવ્યસ્ત**–અસ્ત અને

વ્યસ્ત [કર્મ] અઘટિત–ન ઘટિત [ન. તત્પુ.] અનુપયોગ– ન ઉપયોગ [ન. તત્પુ.] અતિવૃષ્ટિ–અત્યંત વૃષ્ટિ. [કર્મ] અતીન્દ્રિય–ઈંદ્રિયોને અતિક્રાન્ત થયલું [કર્મ] અકૃતાર્થ–ન કૃતાર્થ [ન. તત્પુ.] અષ્ટકોણ–અષ્ટ છે કોણ [ખૂણા] જેને [બહુ.] અલ્પપ્રાણ–અલ્પ છે પ્રાણ જેનો [બહુ.] અનાથ–નથી નાથ જેને [બહુ.] અફળ–નથી ફળ જેને [બહુ] અમારી–ન મારી [ન. તત્પુ.] અશ્રુતપૂર્ણ–ન શ્રુતપૂર્ણ [ન. તત્પુ. અશ્વત્થામા–અશ્વવનું છે સ્થામ [બળ] જેને [બહુ.] અપમાન–અપ [ખરાબ] માન [કર્મ] અપકીર્તિ–અપ કીર્તિ [કર્મ] અપશબ્દ–અપ શબ્દ [કર્મ] અવગુણ–અવ [નઠારો] ગુણ [કર્મ] અવકૃપા–અવ કૃપા [કર્મ] અનુકૂલ–કૂળ [કિનારા] સાથે સાથે [અવ્યય] અલ્પાશન–અલ્પ અશન [ખોરાક] [કર્મ.] અપહરણ–અપ [દૂર] હરણ [કર્મ.]

આપખોરો–આપ [પાણી] ખુર્દન [ખાવું] પાણી પીવાનો પ્યાલો [ઉ. ત. ] આલમગીર–આલમનો જીતનાર [ઉ. ત.] આંબાગાળો–આંબા [કેરી]નો ગાળો [ષ. ત.] આગ્રહપૂર્વક–આગ્રહ છે પૂર્વ [પ્રથમ] જેમાં [બહુ.]

ઇચ્છાનુસાર–ઇચ્છાનો અનુસાર [અનુસરણ] ઇન્દ્રિયાતીત–ઇન્દ્રિયોને અતીત [દ્વિ. ત.] ઇત્યાદિ–ઇતિ છે આદિ જેમાં [બહુ.] ઇશ્વરાધીન–ઇશ્વરને કે માં અધીન [સ. કે ષ. ત.]

ઉચ્છૃંખલ–ઉદ્ધત [નષ્ટ] થઇ છે શૃંખલા જેની [બહુ] ઉદયાચળ–ઉદયનો અચળ [ષ. ત.] ઉષ્ણોદક–ઉષ્ણ ઉદક [કર્મ.] ઉદ્ભિજ્જ–ઉદ્ભેદીને [જમીન તોડીને] જન્મે તે [ઉં. ત.] ઉપનામ–ઉપ [ગૌણ] ઉપગુરુ–ઉપ ગુરુ [કર્મ.] ઉપવન–ઉપ વન [કર્મ.] ઉઠબેશ–ઉઠ અને બેશ [દ્વંદ્વ]

ઋણમુક્ત–ઋણથી મુક્ત [પં. ત.] ઋષિવર–ઋષિઓમાં વર [શ્રેષ્ઠ] [નૃ. સ. ત.]

એકદળ–એક છે દળ જેને [બહુ.] એકાક્ષરી–એક અક્ષર [કર્મ.] +इन् એકવીશ–એક અને વીશ [દ્વંદ્વ] ઐશ્વર્યપૂર્ણ–ઐશ્વર્ય વડે પૂર્ણ [તૃ. ત.] ઐશ્વર્યયુક્ત–ઐશ્વર્ય વડે યુક્ત [તૃ. ત.] ઓષ્ઠસ્થાન–ઓષ્ઠનું સ્થાન [ષ. ત.]

કામશાસ્ત્ર–કામનું શાસ્ત્ર [ષ. ત.] કુરુક્ષેત્ર–કુરુનું ક્ષેત્ર [ષ. ત.] કપટનીતિ–કપટની નીતિ [ષ. ત.] કુસુમપુર–કુસુમ પ્રધાન પુર [મ. લો.] કન્યાશાળા–કન્યાઓ માટે શાળા [ચ. ત.] કાળાન્તર–અન્ય કાળ [કર્મ] કાલિદાસ–કાલિનો દાસ [ષ. ત.] ક્રિયાવાચક–ક્રિયાનો વાચક [ષ. ત.] કવીશ્વર–કવિઓમાં ઇશ્વર [નિ. સ. ત.] કૃદન્ત–કૃત્ [પ્રત્યય] છે અંતે જેને [બહુ.] કુંભકાર–કુંભનો કરનાર [ઉ. ત.] કારખાનું–કારનું ખાનું [ઠેકાણું] [ષ ત.] કૃષ્ણાર્પણ–કૃષ્ણને અર્પણ [ચ. ત.] કળાકુશળ–કળામાં કુશળ [સ. ત.] કર્મવીર–કર્મમાં વીર [સ. ત.] કવિવર–કવિઓમાં વર [નિ. સ. ત.] કાળુધોળુ–કાળુ અને ધોળુ [કર્મ.] કુસંપ–કુ [નઠારો] સંપ [કર્મ] કુટેવ–કુ ટેવ [કર્મ] કુવાક્ય–કુ વાક્ય [કર્મ.] કૃષ્ણસર્પ–કૃષ્ણ સર્પ [કર્મ.] કૃતકૃત્ય–કૃત [કર્યું છે] કૃત્ય જેણે [બહુ.] કૃતાર્થ–કૃત છે અર્થ જેણે [બહુ.] કામધેનુ–કામપૂરક ધેનુ [મ. લો.] કલ્પવૃક્ષ–કલ્પપૂરક વૃક્ષ [મ. લો.] કલ્પલતા–કલ્પપૂરક લતા [મ. લો.] કમળાપતિ–કમળાનો પતિ [ષ. ત.] કંસનિકંદન–કંસનો નિકંદન [ષ. ત.] કરુણાનિધિ–કરુણાનો નિધિ [ષ. ત.] કૃષ્ણવર્ણ–કૃષ્ણ છે વર્ણ જેનો [બહુ.] કમજાત–કમ [ખરાબ] જાત [જન્મેલો] [કર્મ.] કવેળા–કુ [નઠારી] વેળા [કર્મ.] કમોત–કુ મોત [કર્મ.] કુપાત્ર–કુ પાત્ર [કર્મ.] કાર્યવિશેષ–વિશિષ્ટ કાર્ય [કર્મ.]

ખગ–ખ (આકાશમાં) ગ (જનાર) (ઉ. ત.) ખેચર–ખે ચરનાર (જનાર) (ઉ. ત.) ખનિજ–ખનિ (ખાણમાં) જન્મે તે (ઉ. ત.) ખૂબસૂરત–ખૂબ (સુંદર) છે સૂરત જેની (બહુ.)

ગિરિજા–ગિરિમાંથી જ-મેલી (ઉ. ત.) ગિરીશ–ગિરિમાં સૂવે તે કે ગિરિનો ઈશ (ઉપ. કે ષ. ત.) ગંગોદક–ગંગાનું ઉદક (ષ. ત.) ગજાનન–ગજનું છે આનન જેને (બહુ.) ગણપતિ–ગણોનો પતિ (ષ. ત.) ગ્રામાન્તર–અન્ય ગ્રામ (કર્મ.) ગુન્હેગાર–ગુન્હાનો ગાર (કરનાર) (ઉ. ત.) ગુણસંપન્ન–ગુણ વડે સંપન્ન (યુક્ત) (તૃ. ત.) ગરૂડારુઢ–ગરુડ ઉપર આરુઢ (સ. કે દ્વિ. ત.) ગર્ભાશય–ગર્ભનો આશય (ષ. ત.) ગુલજાર–ગુલનું જાર (સ્થાન) (ષ. ત.) ગૃહસ્થ–ગૃહમાં કે ગૃહ (સ્ત્રી) સાથે રહે તે (ઉ. ત.) ગેરહાજર–ગેર (ન) હાજર (કર્મ) ગોવર્ધન–(ગોનો વર્ધન) [ષ. ત.] ગોવર્ધનધારી–ગોવર્ધનને ધરનાર (ઉ. ત.) ગાંડિવપાણિ–ગાંડિવ છે જેના પાણિમાં (બહુ) ગોળધાણા–ગોળ મિશ્રિત ધાણા (મ. લો.) ગુણાતીત–ગુણને અતીત (દ્વિ. ત.)

ઘનશ્યામ–ઘનના જેવા શ્યામ (કર્મ) ઘરરખ–ઘરનું રખુ (ષ. ત.)

ચક્રવર્તી–ચક્ર (રાજસમૂહ)ને વર્તાવનાર (ઉ. ત.) ચંદ્રવંશી–ચંદ્રનો વંશ (ષ. ત.)+ઇન્ ચંદ્રગુપ્ત–ચંદ્ર વડે ગુપ્ત (તૃ. ત). ચૈતન્યરૂપ–ચૈતન્ય છે રૂપ જેનું (બહુ.) ચંદ્રમુખી–ચંદ્ર જેવું મુખ છે જે(સ્ત્રી)નું (બહુ) ચાતુર્માસ–ચાર માસનો સમૂહ (દ્વિ. ગુ) ચતુઃસૂત્રી–ચાર સૂત્રનો સમૂહ (દ્વિ. ગુ.) ચિરંજીવી–ચિરં (લાંબુ) જીવ (જીવન) (કર્મ.)+ઇન્ ચોબદાર–ચોબને દાર (રાખનાર) (ઉ. ત.) ચરાચર–ચર અને અચર (કર્મ.) ચતુર્ભુજ–ચાર છે ભુજ જેને (બહુ.) ચતુરંગી–ચાર છે અંગ જેનાં (બહુ.) ચક્રપાણિ–ચક્ર છે જેના પાણિમાં (બહુ.) ચતુષ્કોણ–ચાર છે કોણ જેને (બહુ.)

છિન્નભિન્ન–છિન્ન અને ભિન્ન (કર્મ.)

જન્મભૂમિ–જન્મની ભૂમિ (ષ. ત.) જગત્કર્તા–જગતનો કર્તા (ષ. ત.) જારકર્મ–જારનું કર્મ (ષ. ત.) જાતિવાચક–જાતિનો વાચક (ષ. ત.) જડમૂળ–(જડ+આમૂળ) મૂળમાંથી (અવ્યયી.) જગન્નાથ–જગતનો નાથ (ષ ત.) જગદીશ–જગતનો ઈશ (ષ. ત.) જહાંગીર–

જહાં (પૃથ્વીને) જીતનાર (ઉ. ત.) જીવનપ્રાણ–જીવનનો પ્રાણ (ષ ત.) જમીંદાર–જમાનો દાર (રાખનાર) (ઉ. ત.)

તત્પર–તેમાં પર (યુક્ત) (સ. ત.) તીર્થંકર–તીર્થનો કરનાર (ઉ. ત) ત્રિગુણાત્મક–ત્રણ ગુણ છે આત્મા જેનો (બહુ.) ત્રિગુણાતીત–ત્રણ ગુણને અતીત (દ્વિ. ત) તત્પુરુષ–તેનો પુરુષ, કે તે પુરુષ (ષ ત. કે કર્મ.) ત્રિભુવન–ત્રણ ભુવનનો સમૂહ (દ્વિ. ગુ.) ત્રૈલોક્ય–ત્રણ લોકનો સમૂહ (દ્વિ. ગુ.) ત્રિલોકી–ત્રણ લોકનો સમૂહ (દ્વિ. ગુ) ત્રિશલાનંદન–ત્રિશલાનો નંદન (ષ ત.) તોપખાનું–તોપનું ખાનું (ષ. ત.) તત્ત્વજ્ઞાની–તત્ત્વનું જ્ઞાન (ષ. ત.) તરુવર–તરુઓમાં વર (નિ. સ. ત.) તદ્ધિત–તેને માટે હિત (ચ. ત) ત્ર્યંબક–ત્રણ છે અંબક (આંખ) જેને (બહુ.) ત્રિનેત્ર–ત્રણ છે નેત્ર જેને (બહુ.) તત્સમ–તેને (સંસ્કૃતને) સમાન (તૃ. ત.) તદ્ભવ–તેમાંથી ઉદ્ભવે છે તે (ઉ. ત) તન્માત્ર–તે જ (કર્મ.) તપોધન–તપ છે ધન જેનું (બહુ)

થોડુંઘણું–થોડું અને ઘણું (કર્મ.)

દોદશ–દશે દિશાનો સમૂહ (દ્વિ. ગુ) દાનશીલ–દાન છે શીલ જેનું (બહુ.) દણ્ડકારણ્ય–દણ્ડક એ જ અરણ્ય (કર્મ.) દુર્યોધન–દુષ્ટ છે યોધન જેનું (બહુ.) દુઃશાસન–દુષ્ટ છે શાસન જેનું (બહુ.) દુર્ગતિ–દુષ્ટ ગતિ (કર્મ.) દુર્જન–દુષ્ટ જન (કર્મ.) દુષ્કાળ–દુષ્ટ કાળ (કર્મ.) દુષ્કૃતિ–દુષ્ટ કૃતિ (કર્મ.) દિગંબર–દિશા છે અંબર (વસ્ત્ર) જેનાં (બહુ.) દષ્ટાન્ત–દષ્ટ છે અંત જેનો (બહુ.) દામોદર–દામણ છે ઉદરે જેને (બહુ) દાનવીર–દાનમાં વીર (સ. ત.) દુકાનદાર–દુકાનનો દાર (રાખનાર) (ઉ. ત.) દુઃખમુક્ત–દુઃખમાંથી મુક્ત (પં. ત.) દયાર્દ્ર–દયા વડે આર્દ્ર (તૃ. ત.) દમસાધ્ય–દમ વડે સાધ્ય (તૃ. ત.) દૂધપાક–દૂધનો પાક (ષ. ત.) દુઃખાતીત–દુઃખને અતીત (દ્વિ. ત) દીનાનાથ–દીનનો નાથ (ષ. ત.) દયાનિધિ–દયાનો નિધિ (ષ. ત.) દેવદુર્લભ–દેવને દુર્લભ (ષ. ત) દેવકીનંદન–દેવકીનો નંદન (ષ. ત.) દીનદયાળ–દીન

અત્યે દયાળ (સ. ત.) દ્વિજશ્રેષ્ઠ–દ્વિજમાં શ્રેષ્ઠ (નિ. સ. ત.) દહીંવડાં–દહીં મિશ્રિત વડાં (મ. લો.) દષ્ટપૂર્વ–પૂર્વે દષ્ટ (સુપ્સુપ્સમાસ) દેશગત–દેશ ગત (ગયેલો) (દ્વિ. ત.) દશમુખ–દશ છે મુખ જેને (બહુ.)

ધર્મશાળા–ધર્મને માટે શાળા (ચ. ત.) ધર્મવીર–ધર્મમાં વીર ધરણીધર–ધરણીનો ધર (ધરનાર) (ષ. ત.)

નરતનુ–નરરૂપ તનુ (કર્મ.) નિર્જન–નિર્ગત છે જન જેમાંથી (બહુ.) નટવર–નટોમાં વર (નિ. સ. ત.) નરશ્રેષ્ઠ–નરોમાં શ્રેષ્ઠ (નિ. સ. ત.) નરોત્તમ–નરોમાં ઉત્તમ (નિ. સ. ત.) નાસ્તિક–ન અસ્તિ (છે) એવી જેની શ્રદ્ધા છે તે (બહુ.) નાઉમેદ–ના (નથી) ઉમેદ જેને (બહુ.) નંદનંદન–નંદનો નંદન (ષ. ત.) નગરચર્ચા–નગરની ચર્ચા (ષ. ત.) નૃપકેસરી–નૃપ કેસરી જેવો (કર્મ.) નામકરણ–નામનું કરણ (ષ. ત.) નિષ્ફળ–નિર્ગત (જતું રહ્યું છે) ફળ જેનું (બહુ.) નિષ્પાપ–નિર્ગત છે પાપ જેનું (બહુ) નિર્લજ્જ–નિર્ગત છે લજ્જા જેની (બહુ.) નિરર્થક–નિર્ગત છે અર્થ જેનો (બહુ.) નીરોગી–નિર્ગત છે રોગ જેનો (બહુ.) નીરસ–નિર્ગત છે રસ જેનો (બહુ) નીરવ–નિર્ગત છે રવ જેનો (બહુ.) નિઃસાર–નિર્ગત છે સાર જેનો (બહુ.) નિઃસ્પૃહ–નિર્ગત છે સ્પૃહા જેની (બહુ.) નિસ્તેજ–નિર્ગત છે તેજ જેનું (બહુ) નિષ્કલંક–નિર્ગત છે કલંક જેનું (બહુ.) નિષ્કપટ–નિર્ગત છે કપટ જેનું (બહુ.) નવોઢા–નવ (નવીન) ઊઢા (પરણેલી) (કર્મ.) નીતમ–નથી ઉત્તમ જેને (બહુ.) નવરાત્ર–નવરાત્રિનો સમૂહ (દ્વિ. ગુ.) નરસિંહ–નર સિંહ જેવો (કર્મ) નરશાર્દૂલ–નર શાર્દૂલ જેવો (કર્મ.) નર્મદા–નર્મ (ક્રીડા) દે છે તે (ઉ. ત.) નરકપતિત–નરકમાં પડેલો (દ્વિ ત.) નગરગત–નગરમાં ગત (દ્વિ. ત.) નંદકિશોર–નંદનો કિશોર (ષ. ત.) નરવર–નરોમાં વર (નિ. સ. ત.) નિરાકાર–નિર્ગત છે આકાર જેનો (બહુ.) નિરંકુશ નિર્ગત છે અંકુશ જેનો (બહુ.) નિષ્કામ–નિર્ગત કામ જેનો (બહુ.) નિરંજન–નિર્ગત છે અંજન જેનું (બહુ.)

પિતૃભક્તિ–પિતા (માબાપ) પ્રત્યે ભક્તિ (સ. ત.) પ્રજાભક્તિ–પ્રજાની ભક્તિ (ષ. ત.) પિતાતુલ્ય–પિતાની તુલ્ય (તૃ. કે ષ. ત.) પતિમંતા-પતિનું મંત્ર છે જેને (બહુ) પ્રિયદર્શના–પ્રિય છે દર્શન જેનું (બહુ.) પ્રકૃતિરૂપ–પ્રકૃતિ છે રૂપ જેનું (બહુ.) પૂજ્યપાદ–પૂજ્ય છે પાદ જેના (બહુ) પરમાત્મા–પરમ આત્મા (કર્મ.) પરદુઃખ–પરનું દુઃખ (ષ. ત.) પરદુઃખભંજન–પરદુઃખ ભંજન (ષ. ત) પ્રતિપક્ષી–પ્રતિ (સામો) પક્ષ (કર્મ.) પ્રતિસ્પર્ધા–પ્રતિ સ્પર્ધા (કર્મ.) પ્રેમભક્તિ–પ્રેમ સંબંધ ભક્તિ (કર્મ) પ્રેમલક્ષણા ભક્તિ (મ. લો.) પુનર્જન્મ–પુનઃ (બીજું) જન્મ (કર્મ) પુનરુક્ત–પુનઃ ઉક્તિ (કર્મ) પાશેર–પા શેર (કર્મ.) પરમાર્થ–પરમ અર્થ (કર્મ) પીતાંબર–પીત (પીળું) અંબર (કર્મ.) પીત છે અંબર જેનું (બહુ.) પંચવટી–પાંચ વટ (વડ) નો સમૂહ (દ્વિ. ગુ.) પંચાંકી–પંચ છે અંક જેને (નાટકને) (બહુ.) પાંચશેરી–પાંચ શેરનો સમૂહ (દ્વિ. ગુ.) પુંકેસર–પુંરૂપ કેસર (કર્મ) પાદપદ્મ–પાદ પદ્મ જેવો (કર્મ.) પટાન્તર–અન્ય પટ (કર્મ.) પંચનળી–પાંચ નળનો સમૂહ (દ્વિ. ગુ.) પ્રિયંવદા–પ્રિય વદે છે તે (ઉ. ત.) પ્રાણપ્યારૂં–પ્રાણથી પ્યારૂં (પં. ત.) પાદવિહીન–પાદ વડે વિહીન (તૃ. ત.) પરાધીન–પરને અધીન (ષ. ત.) પ્રતિશબ્દ–પ્રતિ (સામો) શબ્દ (કર્મ.) પાદપતન–પાદમાં પતન (સ. ત.) પરતંત્ર–પરને તંત્ર (અધીન) [ષ. ત.] પરવશ–પરને વશ [અધીન] [ષ. ત.] પૂજાદ્રવ્ય–પૂજા માટે દ્રવ્ય [ચ. ત.] પગરખું–પગનું રખું [ષ. ત.] પાનદાની–પાનનું દાન [સ્થાન] [ષ. ત.] પૂર્વાહ્ણ–અહનનો પૂર્વભાગ [ષ. ત.] પુરુષોત્તમ–પુરુષોમાં ઉત્તમ [નિ. સ. ત.] પાદસ્પર્શ–પાદનો સ્પર્શ [ષ ત.] પૂર્વગ–પૂર્વે જાય તે [ઉ. ત.] પ્રતિધ્વનિ–પ્રતિ [સામો] ધ્વનિ [કર્મ.] પ્રતિબિંબ–પ્રતિ [સામું] બિંબ [કર્મ.] પ્રખ્યાત–પ્રકૃષ્ટ છે ખ્યાતિ જેની [બહુ.] પંચકોણ–પંચ છે કોણ જેને [બહુ.] પુણ્યશ્લોક–પુણ્ય [પવિત્ર] છે શ્લોક [કીર્તિ] જેની

[બહુ.) પિનાકપાણિ–પિનાક છે જેના પાણિમાં [બહુ.] પરમેશ્વર–પરમ ઇશ્વર [કર્મ.] પોણો–પાથી ઉણો [તૃ. ત.] પોણાત્રણ–પાથી ઉણા ત્રણ [કર્મ.] પ્રકોપ–પ્ર [ભારે] કોપ [કર્મ.] પરાવર્તન–પરા [સામે] વર્તન [કર્મ] પળમાત્ર–ફક્ત પળ [કર્મ.] પ્રમત્ત–પ્ર [વધારે] મત્ત [કર્મ]

ફોજદાર–ફોજનો દાર [રાખનાર] [ઉ. ત.] ફલદ્રૂપ–ફલદ્ છે રૂપ જેનું (બહુ.)

બ્રહ્મર્ષિ–બ્રાહ્મણ ઋષિ [કર્મ.] બુદ્ધિહીન–બુદ્ધિથી હીન (તૃ. ત.) બૌદ્ધધર્મ–બૌદ્ધનો ધર્મ (ષ. ત.) બાલાદિત્ય–બાલ આદિત્ય [કર્મ.] બાળગોપાળ–બાલક ગોપાલ [કર્મ.) બહુવ્રીહિ–બહુ છે વ્રીહિ [ડાંગર] જેને [બહુ.] બ્રાહ્મણાર્થે–બ્રાહ્મણને અર્થે [ચ. ત.] બૃહસ્પતિ–બૃહદ્ (વિદ્યા) નો પતિ (ષ. ત.) બપોર–બે પ્રહરનો સમૂહ [દ્વિ. સ.] બ્રહ્મચારી–બ્રહ્મને આચરનાર [ઉ. ત.] બદનામ–બદ [ખરાબ] નામ [કર્મ.] બેવકૂફ–બે (નહિ) છે વુકૂફ (બુદ્ધિ) જેની [બહુ.] બદફેલી–બદફેલી [કર્મ.] બાઝંબાઝા–બાઝી બાઝીને પ્રહાર જેમાં થાય તેમ [બહુ.] બથંબથ્થા–બાથે બાથે પ્રહાર જેમાં થાય તેમ [બહુ.] બેશુદ્ધ–બે [નહિ] થઇ છે શુદ્ધિ જેની [બહુ.] બેભાન–બે છે ભાન જેનું (બહુ.) બજરંગ–વજ્રના જેવું છે અંગ જેનું [બહુ.]

ભાગ્યહીન–ભાગ્યથી હીન [તૃ. ત.] ભેદાભેદ–ભેદ અને અભેદ (દ્વંદ્વ) ભીમસેન–ભીમ [ભયાનક] છે સેના જેની [બહુ.] ભાવવાચક–ભાવનો વાચક [ષ. ત.] ભાષાન્તર–અન્ય ભાષા [કર્મ.] ભવસાગર–ભવ એજ સાગર (કર્મ.) ભયભીત–ભય વડે ભીત [તૃ ત.] ભવતારણ–ભવમાંથી તારનાર [પં. ત.] ભક્તવત્સલ–ભક્તમાં વત્સલ [સ. ત.] ભાગ્યશાળી–ભાગ્ય વડે શોભે છે તે [ઉ. ત.] ભૂતપૂર્વ–પૂર્વે ભૂત (થયેલું) [સુપ્સુપસમાસ] ભૂધર–ભૂનો ધર [ધરનાર] [ઉ. ત.]

માતૃભક્તિ–માતા પ્રત્યે ભક્તિ [સ. ત.] માતાપિતા–માતા અને

પિતા [દ્વંદ્વ] મહેન્દ્ર—મહાન્ ઇન્દ્ર [કર્મ.] મનોહર—મનને હરનાર (ઉ. ત.) મન્મથ—મનને મથે છે તે (ઉ. ત.) મનોરથ—મનનો રથ (ષ. ત.) મનોવૃત્તિ—મનની વૃત્તિ (ષ. ત.) મયૂરાસન—મયૂરયુક્ત આસન (મ. લો.) મહેશ—મહાન્ ઈશ (કર્મ.) મૃગનયની—મૃગનાં નયન જેવાં નયન છે જેને (બહુ.) મુનિશાર્દૂલ—મુનિ શાર્દૂલ જેવો (કર્મ.) મહારાજા—મહાન્ રાજા (કર્મ.) મહાપ્રસાદ—મહાન્ પ્રસાદ (કર્મ.) મહાપૂજા—મહાન્ પૂજા (કર્મ.) માબાવિહોણું—માબાથી વિહોણું (તૃ. ત.) મોહઘેલો—મોહ વડે ઘેલો (તૃ. ત.) મદોન્મત્ત—મદ વડે ઉન્મત્ત (તૃ. ત.) મચ્છરદાની—મચ્છરની દાની (ષ. ત.) મહોદધિ—મહાન્ ઉદધિ (કર્મ.) મનગમતા—મનને ગમતા (ચ. ત.) મધ્યરાત—રાતનો મધ્ય ભાગ (ષ. ત.) મધ્યાહ્ન—અહ્નનો મધ્ય ભાગ (ષ. ત.) મુનિવર—મુનિઓમાં વર (નિ. સ. ત.) મનુજ—મનુમાંથી જન્મે છે તે (ઉ. ત.) મુનિશ્રેષ્ઠ—મુનિઓમાં શ્રેષ્ઠ (નિ. સ. ત.) મિથ્યાવાદી—મિથ્યા વદે છે તે (ઉ. ત.) મન્દમતિ—મન્દ મતિ (કર્મ.) મન્દ છે મતિ જેની (બહુ.) મહાબાહુ—મહા બાહુ (કર્મ.) મહા છે બાહુ જેના (બહુ.) મત્સ્યગંધા—મત્સ્યના ગંધ જેવો ગંધ છે જેને (બહુ.) મહાપ્રાણ—મહાન્ છે પ્રાણ જેને (બહુ.) મુક્કામુક્કી—મુક્કે મુક્કે પ્રહાર જેમાં થાય છે તેમ (બહુ.) માધવ—મા (લક્ષ્મીનો) ધવ (ધણી) (ષ. ત.) મયંક—મૃગનું અંક છે જેને (બહુ.) મૃગલાંછન—મૃગનું લાંછન છે જેને (બહુ.) મુદ્રારાક્ષસ—મુદ્રાથી જીતાયો છે રાક્ષસ જેમાં (મ. લો.)

યજ્ઞયાગાદિ—યજ્ઞયાગ છે આદિ જેમાં (બહુ.) યુધિષ્ઠિર—યુધિ સ્થિર (અલુક્ત) યશોવર્મા—યશ છે વર્મ (કવચ) જેનું (બહુ.) યજ્ઞસ્તંભ—યજ્ઞને માટે સ્તંભ (ચ. ત.) યુવરાજ—યુવાન રાજા (કર્મ.) યથાવિધિ—વિધિ પ્રમાણે (અવ્યયીભાવ) યથાપરાધ—અપરાધ પ્રમાણે (અવ્યયીભાવ) યથાશક્તિ—શક્તિ પ્રમાણે (અવ્યયીભાવ) યથેષ્ટ—ઇષ્ટ પ્રમાણે (અવ્યયીભાવ)

રણધ્વજ–રણ એજ ધ્વજ (કર્મ.) રાજશ્રી–રાજાની શ્રી જેવી શ્રી છે જેને (બહુ.) રાજપાટ–રાજાનો પાટ (ષ. ત.) રુદ્રદત્ત–રુદ્ર વડે દત્ત (તૃ. ત.) રામાનંદ રામનો આનંદ (ષ. ત.) રાજપૂત–રાજાનો પૂત (પુત્ર) (ષ. ત.) રાજર્ષિ–રાજા ઋષિ જેવો (કર્મ.) રતાંધળો–રાત્રે આંધળો (સ. ત.) રજવાડો–રાજાનો વાડો (ષ. ત.) રણશૂર–રણમાં શૂર (સ. ત.) રણવીર–રણમાં વીર (સ. ત.) રઘુશ્રેષ્ઠ–રઘુઓમાં શ્રેષ્ઠ (નિ. સ. ત.) રામાયણ–રામનું અયન વર્ણવ્યું છે જેમાં (મ. લો.) રાજરોગ–રોગોનો રાજા (ષ. ત.) રાજહંસ–હંસનો રાજા (ષ. ત.) રીંછમુખો–રીંછના મુખ જેવું મુખ છે જેને (બહુ.) રામચંદ્ર–રામચંદ્ર જેવા (કર્મ.) રાજીવલોચન–રાજીવ (કમળ) જેવાં લોચન છે જેને (બહુ.)

લગનગાળો–લગ્નનો ગાળો (કાળ) (ષ. ત.) લોકવાદ–લોકોનો વાદ (ષ. ત.) લોકમાન્ય–લોકને માન્ય (ષ. ત.) લાડઘેલો–લાડ વડે ઘેલો (તૃ. ત.) લાલચોળ–લાલ અને ચોળ (કર્મ.) લુખુંસકું–લુખું અને સૂકું (કર્મ.) લંબકર્ણ–લંબ છે કર્ણ જેને (બહુ.)

ષટ્કોણ–ષટ્ છે કોણ જેને (બહુ.) ષડાનન–ષટ્ છે આનન જેને (બહુ.) ષડ્રિપુ–ષટ્ રિપુનો સમૂહ (દ્વિ. ગુ.)

વિંધ્યાચળ–વિંધ્ય એજ અચળ (કર્મ.) વિદ્યાબળ–વિદ્યાનું બળ (ષ. ત.) વિદ્યાભ્યાસ–વિદ્યાનો અભ્યાસ (ષ. ત.) વરમાળ–વરની માળા (ષ. ત. કે. ચ. ત.) વનવાસ–વનમાં વાસ (સ. ત.) વૃદ્ધાવસ્થા–વૃદ્ધની અવસ્થા (ષ. ત.) વૈષ્ણવધર્મ–વૈષ્ણવનો ધર્મ (ષ. ત.) વૈદ્યશાસ્ત્ર–વૈદ્યનું શાસ્ત્ર (ષ. ત.) વિક્રમાદિત્ય–વિક્રમ આદિત્ય જેવો (કર્મ.) વ્યાપારાર્થે–વ્યાપાર માટે (ચ. ત.) વેદાન્ત–વેદનો અંત (ષ. ત.) વર્ષાશન–વર્ષનું અશન (ખોરાકી) (ષ. ત.) વાગ્દાન–વાચા વડે દાન (તૃ. ત.) વાચાનું દાન (ષ. ત.) વિશ્વંભર–વિશ્વનું ભરણ કરનાર (ઉ. ત.) વાતાવરણ–વાતનું આવરણ (ઉ. ત.) વનાન્તર–અન્ય વન (કર્મ.) વૃકોદર–વૃક (વરુ)ના ઉદર જેવું ઉદર છે

જેને (બહુ.) વિષયાન્તર–અન્ય વિષય (કર્મ.) વિનયયુક્ત–વિનય વડે યુક્ત (તૃ. ત.) વનસ્પતિ–વનનો પતિ (ષ. ત.) વનમાળી–વનની માળા (ષ. ત.)+इन् વિશાળ નેત્ર–વિશાળ છે નેત્ર જેનાં (બહુ.) વીણાપાણિ–વીણા છે જેના પાણિમાં (બહુ.) વ્યસનમુક્ત–વ્યસનથી મુક્ત (પં. ત.) વિમુખ–વિગત છે મુખ જેનું (બહુ.) વિક્રમોર્વશી–વિક્રમ વડે જીતાઇ છે ઉર્વશી જેમાં (મ. લો.)

શૈવધર્મ–શૈવનો ધર્મ (ષ. ત.) શૂરવીર–શૂરોમાં વીર (સ. ત.) શંકાશીલ–શંકા છે શીલ જેનું (બહુ.) શોકગ્રસ્ત–શોકમાં ગ્રસ્ત (સ. ત.) શેષશાયી–શેષ ઉપર સૂવે છે તે (ઉ. ત.) શેષશય્યા–શેષ એજ શય્યા (કર્મ.) શેષની શય્યા (ષ. ત.) શાસ્ત્રનિપુણ–શાસ્ત્રમાં નિપુણ (સ. ત.) શ્યામશરીર–શ્યામ છે શરીર જેનું (બહુ.) શ્રુતપૂર્વ–પૂર્વે શ્રુત (સુપ્સુપ્સમાસ) શ્રીકૃષ્ણ–શ્રી યુક્ત કૃષ્ણ (મ. લો.) શીતોષ્ણ–શીત અને ઉષ્ણ (કર્મ.) શાસ્ત્રવિમુખ–શાસ્ત્રથી વિમુખ (પં. ત.)

સર્વનામ–સર્વનું નામ (ષ. ત.) સામવેદ–સામનો વેદ (ષ. ત.) સર્વમાન્ય–સર્વને માન્ય (ષ. ત.) સુખદુઃખ–સુખ અને દુઃખ (દ્વંદ્વ) સેનાપતિ–સેનાનો પતિ (ષ. ત.) સાડાત્રણ–સાડા (સાર્ધ) યુક્ત ત્રણ [કર્મ] સર્વોત્તમ–સર્વમાં ઉત્તમ [નિ. સ. ત.] સર્વોત્કૃષ્ટ–સર્વમાં ઉત્કૃષ્ટ [નિ. સ. ત.] સમરસિંહ–સમરમાં [યુદ્ધમાં] સિંહ જેવો [કર્મ] સ્વાર્થ–સ્વ [પોતાનો] અર્થ [કર્મ.] સ્વચ્છંદી–સ્વ છંદ [કર્મ.]+इन् સાક્ષર–અક્ષર સહિત, [બહુ.] સુપુત્ર–પુત્ર સહિત [બહુ.]

હરિહર–હરિ ને હર (દ્વંદ્વ.) હીલચાલ–હીલ (હાલ) અને ચાલ (દ્વંદ્વ) હસ્તલિખિત–હસ્ત વડે લિખિત (તૃ. ત.) હિમાલય–હિમનું આલય (ષ. ત.) હુતાશન–હુત (હોમેલું) અશન (ખાનાર) (ઉ. ત.) હરામખોર–હરામનું ખાનાર (ઉપ.ત.) હૈદરાબાદ–હૈદરનું આબાદ(ષ.ત.)

ક્ષરાક્ષર–ક્ષર અને અક્ષર (દ્વંદ્વ.) ક્ષીરસાગર–ક્ષીરનો સાગર (ષ. ત.)

જ્ઞાનમંદિર–જ્ઞાનનું મંદિર (ષ. ત.) જ્ઞાતાજ્ઞેય–જ્ઞાતા અને જ્ઞેય (દ્વંદ્વ.) જ્ઞાનરૂપ–જ્ઞાન છે રૂપ જેનું (બહુ.)

# જોડણીનો શબ્દકોશ

| | | | | |
|---|---|---|---|---|
| અઘોષ | અંગીકાર | અથર્વવેદ | અવ્યય | અવયવ |
| અંજલિ | અધીન | અધીરો | અસૂયા | અનુષ્ટુભ્ |
| અશ્લીલ | અશ્વત્થામા | અભિરુચિ | અંત્યજ | અવનતિ |
| અર્વાચીન | અનુકૂળ | અવશેષ | અભિનય | અત્યંત |
| અપ્રતિમ | અવન્તી | અતીત | અનુક્રમણિકા | અર્થાત |
| અહેવાલ | અતિથિ | અશ્વિનીકુમાર | અસુર | અખિલ |
| અન્તઃકરણ | અતિશય | અદ્ભુત | અનુસ્વાર | અસ્તિત્વ |
| અવ્યયીભાવ | અધઃપાત | અતીન્દ્રિય | અધિવેશન | અહર્નિશ |
| અહોનિશ | અનુનાસિક | આશીર્વાદ | આશિષ્ | આર્દ્ર |
| આશય | | | | |
| ઇતિહાસ | ઇન્સાફ | ઇત્યાદિ | ઇન્સાન | |
| ઈશ્વર | ઈર્ષ્યા | | | |
| ઉપવીત | ઉત્તરકાલીન | ઉદ્દેશ | ઉદ્દેશ્ય | ઉદાસ |
| ઉદાસીન | ઉત્તર | ઉત્તમ | ઉપાન્ત્ય | ઉદીચીન |
| ઉત્તીર્ણ | ઉજ્જ્વલ | ઉત્પત્તિ | ઉદ્ભિજ્જ | ઉદ્વિગ્ન |
| ઉદ્દીપક | ઉત્સવ | ઉત્સંગ | ઉમર | ઉન્મત્ત |
| ઉચ્છૃંખલ | ઉદીચ્ય | ઉર્દૂ | ઉત્તરોત્તર | |
| ઊતરવું | ઊજાણી | ઊઠવું | ઊર્ધ્વરેતા | ઊભરાવું |
| ઊપજાવવું | ઊલટું | | | |
| એકીકરણ | | | | |
| ઐક્ય | ઐહિક | ઐતિહાસિક | | |
| ઓષ્ઠ્ય | | | | |
| ઋષિ | ઋતુ | ઋગ્વેદ | ઋણ | |
| કિરીટ | કૌપીન | કનિષ્ઠ | કદ્રૂપો | કૈવલ્ય |

| | | | | |
|---|---|---|---|---|
| કૂટસ્થ | કૂતરો | કૂખ | કુતૂહલ | કીડા |
| કવિ | કવિતા | કુલ (વંશ) | કૂલ (તીર) | કૃષ્ણ |
| ક્રિયાપદ | કર્તરિ પ્ર. | કર્મણિ પ્ર. | કમનીય | ક્ષીર |
| કંઠી | કટિ | કુલીન | કાશ્મીર | કઠિન |
| ક્લિષ્ટ | કૂપમંડૂક | કૂર્માવતાર | ક્વચિત્ | ક્રૂર |
| કપૂર | કિંમત | કાનૂન | કાબૂ | કબૂલ |
| કર્ણ (કાન) | કરણ (સાધન) | કિરણ | કૈકેયી | કીર્તિ |
| કૃત્રિમ | ક્રિયાતિપત્તિ | કમનસીબ | કવીશ્વર | કાન્તિ |
| કૃશાન | કુંભીપાક | | | |
| ખૂબી | ખૂન | ખુશામદ | ખૂંચવું | |
| ગ્રીવા | ગિરિધર | ગૂંથવું | ગોવર્ધન | ગુજરાત |
| ગણિત | ગતિ | ગીતા | ગીતિ | ગૃહપતિ |
| ગ્રીષ્મ | ગભીર | ગુર્જર | ગૂઢ | ગેરહાજર |
| ગૃહિણી | ગ્રહશાન્તિ | | | |
| ઘૂસવું | ઘૂવડ | | | |
| ચંદ્રાપીડ | ચિત્રકૂટ | ચમ્પૂકાવ્ય | ચમૂ | ચકચૂર |
| ચતુર્થી | ચૂડામણિ | ચીન | ચંડી | ચૂર્ણ |
| ચૂક | ચિહ્ન | ચિરંજીવી | | |
| છૂટી | છૂટવું | | | |
| જમ્બૂક | જીર્ણોદ્ધાર | જીવિત | જ્યેષ્ઠ | જતિ |
| જન્મભૂમિ | જાતિ | જૂનું | જિંદગી | જૂઠ |
| જુદુ | જ્યોત્સ્ના | જૂથ | | |
| ઝૂઝવું | ઝૂલવું | | | |
| ટૂંકો | ટીપું | ટીકા | ટિપ્પણ | |

ડૂલવું

ઢીંગલી

| | | | | |
|---|---|---|---|---|
| ત્રિશૂલ | તારાપીડ | તીર્થ | તીર્થંકર | તૂક |
| તીક્ષ્ણ | તીર | તૃતીયા | તાલવ્ય | તલ્લીન |
| તિલક | તિથિ | ત્રૈમાસિક | તીવ્ર | તથા |
| તંબૂરો | તત્ત્વ | તકિયો | તબીઅત | તત્સમ |
| તદ્ભવ | તિરોભૂત | તદ્ધિત | તૂલ | તૂટવું |
| તિમિર | | | | |

| | | | | |
|---|---|---|---|---|
| દિલીપ | દૂષિત | દીર્ઘ | દ્રવીભૂત | દ્વિતીયા |
| દૈનિક | દિન (દિવસ) | દીન (રાંક) | દંત્ય | દીક્ષા |
| દીક્ષિત | દંપતી | દૃષ્ટિ | દેહી | દંડી |
| દૂતી | દૂત | દોષ | દર્શનીય | દેવીદાસ |
| દૂર | દૂધ | દીવાળી | દીવાસળી | દીપ |
| દીવેટ | દીવેલ | દ્વંદ્વ | દુઃખ | દ્યૂત |
| દિલગીર | દીવાન | દુનિયા | દુર્જન | દાસી |
| દ્વિપ (હાથી) | દ્વીપ (બેટ) | દરિયો | દિલ | દૂબળો |
| દુર્નીતિ | દિઙ્મૂઢ | દધીચિ | | |

| | | | | |
|---|---|---|---|---|
| ધૂર્ત | ધૂળ | ધીમો | ધૂમસ | ધર્મિષ્ઠ |
| ધીમાન્ | ધનિક | ધીર | ધૃતરાષ્ટ્ર | ધૃષ્ટદ્યુમ્ન |
| ધન્વન્તરિ | ધૂમકેતુ | ધૂપ | ધૂર્જટિ | |

| | | | | |
|---|---|---|---|---|
| નટી | નદી | નિઃસ્પૃહ | નિરિચ્છ | નૂપુર |
| નીપજવું | નવીન | નીલ | નીતિ | નરજાતિ |
| નિષ્કપટ | નિશાચર | નતિ | નીરવ | નીરોગી |
| નીરસ | નિમેષ | નિદ્રા | નિર્મૂળ | નીચ |
| નીચે | નિશદિન | નિરીક્ષણ | નીલકંઠ | નવનીત |

| | | | | |
|---|---|---|---|---|
| નિધિ | નીકળવું | નૂર | નાબૂદ | નિષ્ઠા |
| નૈષ્ઠિક | નાસિપાસ | નિયમ | નિયમિત | નીસરવું |
| નિર્લજ્જ | નૈમિત્તિક | નાભિ | નૈઋર્ત્ય | |
| પરિભાષા | પારિભાષિક | પ્રાકૃતન | પરિણામ | પરિમાણ |
| પ્રાદુર્ભૂત | પરિધિ | પ્રાથમિક | પરિપૂર્ણ | પૂર્વ |
| પૂર્ણ | પરિચિત | પૂર્વાપર | પ્રતિનિધિ | પ્રતીતિ |
| પરિશીલન | પ્રતીક | પ્રજ્વલિત | પ્રસૂતિ | પતિવ્રતા |
| પૂઠું | પીડા | પીડિત | પુંડરીક | પૂજા |
| પૂરુ | પૂછવું | પશ્ચાત્ | પાશ્ચાત્ય | પૌરસ્ત્ય |
| પ્રાચ્ય | પીળું | પકવાન | પરાધીન | પૂર્ણિમા |
| પૂજ્ય | પરિસ્થિતિ | પાદપૂર્તિ | પ્રતિદિન | પાણિનિ |
| પરિમલ | પ્રિય | પ્રીતિ | દવી | પૂજવું |
| પૂજનીય | પતિ | પત્ની | પ્રવીણ | પ્રાચીન |
| પ્રજાકીય | પ્રાધાન્ય | પ્રાબલ્ય | પ્રત્યુત્તર | પ્રશ્નોત્તર |
| પુલ્લિંગ | પ્રકૃતિ | પરિચ્છેદ | પૃથક્કરણ | પરીક્ષા |
| પરિતાપ | પરીતાપ | પીયૂષ | પીછાણવું | પૂર્વકાલીન |
| પ્રતિધ્વનિ | પ્રણીત | પ્રામાણિક | પ્રકીર્ણ | પ્રતિકાર |
| પ્રતીકાર | | | | |
| ફૂલ | ફક્ત | ફૂટવું | ફૂંકવું | ફલદ્રૂપ |
| બિન્દુ | બેશુમાર | બિનચૂક | બીજ | બૂમરાણ |
| બીક | બેશ | બૂરું | બીમાર | બરાબર |
| બીભત્સ | બુદ્ધિમાન્ | બાજૂ | બંદૂક | બૂકવું |
| બૂડવું | બહુવ્રીહિ | બિલાડી | બ્રહ્માર્ષ | બુદ્ધિહીન |
| બલિષ્ઠ | બલિદાન | | | |
| ભીતિ | ભારતીય | ભારતવર્ષીય | ભીનું | ભૂતકાળ |

| | | | | |
|---|---|---|---|---|
| ભૂંગર | ભીષણ | ભૂંડો | ભીરુ | ભૂગોળ |
| ભવિષ્ય | ભૂષણ | ભીમ | ભીષ્મ | ભગીરથ |
| ભૂલ | ભૂમિ | ભૂમિતિ | ભવભૂતિ | ભૂંડ |
| ભૂંકવું | | | | |
| મંજૂષા | મૂર્છા | મેદિની | મુક્તિ | મણિ |
| મધ્યયુગીન | મધ્યકાલીન | મહીપાળ | મગર | મૂકવું |
| મૂલ્ય | મોતી | મોતીલાલ | મયૂર | માનસિક |
| મૂર્ખ | મૂર્ધન્ય | માહાત્મ્ય | મધુસૂદન | મનનીય |
| મુનિ | મંદિર | મુહૂર્ત | મલિન | મૂછ |
| મૂળ | મૂત્ર | મહત્ત્વ | માલૂમ | મીમાંસા |
| મૂઢ | મજબૂત | મહીનો | મુરબ્બી | મૂજબ |
| મરણ | મૂર્તિ | મિતિ | મશ્ગૂલ | મૂષક |
| મગજ | મગસ | | | |
| યોનિ–ની | યુધિષ્ઠિર | યાજ્ઞવલ્ક્ય | યજ્ઞોપવીત | યાજ્ઞિક |
| યૂથ | | | | |
| રતિ | રજૂ | રસિક | રચિત | રવિ |
| રમૂજ | રૂપ | રજની | રીતિ | રિવાજ |
| રમણીય | રમણિક | રાજકીય | રાષ્ટ્રીય | રાષ્ટ્રિય |
| રાત્રિ | રીસાવું | રોષ | | |
| લિપિ | લક્ષ્મી | લીલું | લૂંટવું | લિંગ |
| લીન | લીલા | લલિત | લક્ષ્યાર્થ | લક્ષ (ધ્યાન) |
| લક્ષ્ય (ધ્યેય) | લેશ | લીટી | | |
| વૈકલ્પિક | વિધિ | વિધેય | વિમર્શ | વાચન |
| વાચક | વાંચવું | વાચ્યાર્થ | વિજ્ઞપ્તિ | વિસ્તીર્ણ |
| વકરાળ | વસિષ્ઠ | વીજળી | વીતવું | વસૂલ |

| | | | | |
|---|---|---|---|---|
| વિભક્તિ | વશાત્ | વગેરે | વાલ્મીકિ | વ્યુત્પત્તિ |
| વિભૂષિત | વિરલ | વીર્ય | વિચક્ષણ | વ્યવહાર |
| વર્ગીકરણ | વિકીર્ણ | વ્યતીપાત | વિહીન | વિષે |
| વિષય | વિશિષ્ટ | વરિષ્ઠ | વ્યતીત | વીર |
| વિજાતીય | વર્ણસંકર | વ્યૂહ | વિનંતિ | વિનતિ |
| વીસરવું | વીણા | વાગરી | વ્યાપાર | વિદૂષક |
| હીંડવું | હૃદય | હિંસા | હીન | હાનિ |
| હોશિયાર | હજૂર | હકીકત | હકૂમત | હીરો |
| સમૂહ | સાક્ષાત્ | સ્વયંભૂ | સતી | સૂણવું |
| સદરહુ | સતત | સંતતિ | સ્ફૂર્તિ | સત્ત્વ |
| સમીક્ષા | સૂકાવું | સૌમિત્રિ | સોગંદ | સબૂરી |
| સૂત્ર | સૂક્ત | સ્થૂલ | સુદિ | સમીપ |
| સૂચના | સંબંધ | સંબદ્ધ | સાહસિક | સંધિ |
| સંવત્ | સીમન્ત | સ્થિતિ | સહસ્ર | સટીક |
| સંપૂર્ણ | સમીકરણ | સંશય | સીતારામ | સવિતા |
| સંગીત | સ્વકીય | સામર્થ્ય | સ્વાસ્થ્ય | સૂર્ય |
| સામાહિક | સાંસારિક | સ્વાભાવિક | સામવેદ | સ્મૃતિ |
| સ્વીકાર | સજાતીય | સલૂણી | સૂક્ષ્મ | સૂંઢ |
| સમકાલીન | સુગ્રીવ | સખી | સમૃદ્ધિ | સૂત્રધાર |
| સીમા | સુશીલ | સિવાય | | |
| શીઘ્ર | શૂરવીર | શૂરસેન | શ્રુતિ | શિવ |
| શ્રેષ્ઠ | શંકાશીલ | શિખર | શીતલ | શીળુ |
| શીલ | શિથિલ | શાસ્ત્રીય | શીલભદ્ર | શિષ્ટ |
| શિરોરેખા | શ્મશાન | શીર્ષ | શીર્ષચ્છેદ | શાન્તિ |
| શૈલી | શિલા | શબ્દકોષ-શ | શિવરાત્રિ | શત્રુઘ્ન |
| શાપ | શૂન્ય | શુશ્રૂષા | શાસન | શ્રીમાન્ |

શ્રીયુત શૃંગાર શિખરિણી શાર્દૂલ શનિ
શરીર શારીરિક

ષષ્ઠી ષટ્કર્મ

ક્ષતિ ક્ષીર ક્ષીણ ક્ષત્રિય ક્ષાર
ક્ષુદ્ર
જ્ઞાતિ



# રસ

માનવહૃદયમાં રહેલી ભિન્ન ભિન્ન પ્રકારની વાસના વિભાવ, અનુભાવ, અને સંચારી ભાવની મદદથી વ્યક્ત થઇ આસ્વાદ સ્થિતિમાં આવે ત્યારે તે વાસના રૂપે રહેલા સ્થાયી ભાવને રસ કહે છે. કાવ્યશાસ્ત્રજ્ઞો રસને કાવ્યનો આત્મા ગણે છે. અનેક અલંકારોથી લાદેલું મડદું જેમ મનોહર લાગતું નથી તેમ રસ સિવાયનું કાવ્ય પણ રમણીય અને ચમત્કૃતિવાળું લાગતું નથી. આ રસનો આસ્વાદ લેવાને વાસ્તે વાચક સહૃદય હોવો જોઇએ. જેટલા પ્રમાણમાં વાચકની રસજ્ઞતા હોય છે તેટલા જ પ્રમાણમાં તે કાવ્યમાં રહેલા રસનો આસ્વાદ લેઇ શકે છે. વેદાન્તશાસ્ત્રમાં પ્રવેશ કરવા જેમ અધિકારની જરૂર છે તેમ કાવ્યશાસ્ત્રમાં પણ અધિકારના પ્રમાણમાંજ વાચક ઉંડો ઊતરી શકે છે. કાવ્યમાં રહેલો શબ્દનો અને અર્થનો ચમત્કાર પણ લાયકાત પ્રમાણે ઓળખી શકાય છે. રસ એ કાંઇ એવો દ્રવ નથી કે જેના વડે કાવ્ય નીતરતું હોય. તેમ હોય તો દરેક તેનો આસ્વાદ લઇ શકે. પણ અમુક પ્રકારના ભાવો કે લાગણીઓ વાચકના હૃદયમાં જેટલા પ્રમાણમાં જાગૃત થઇ હોય તેટલા જ પ્રમાણમાં તેને રસનિષ્પત્તિ થાય છે. આ પ્રમાણે રસનિષ્પત્તિ કેવળ રસનો

અનુભવ અને આસ્વાદ છે. તે કાંઇ કાવ્ય વાંચવાથી નવીન ઉત્પન્ન થતી નથી; માત્ર અભિવ્યક્ત થાય છે.

**રસના પ્રકાર:**—સામાન્ય રીતે રસ નવ પ્રકારના ગણાય છે. (૧) હાસ્ય, (૨) શૃંગાર, (૩) કરુણ, (૪) રૌદ્ર, (૫) વીર, (૬) ભયાનક, (૭) બીભત્સ, (૮) અદ્‌ભુત, અને (૯) શાન્ત. આ નવમાં ભક્તિરસ અને વાત્સલ્યરસનો ઉમેરો કરી શકાય તેમ છે. આ બન્ને રસ છે, અને તે બીજાથી કોઇ પણ રીતે ઊતરતા નથી.

**સ્થાયી ભાવ:**—રસની નિષ્પત્તિ ત્યારે થાય કે જ્યારે તે તે રસને અનુકૂળ સ્થાયી ભાવો હૃદયમાં સંસ્કારરૂપે રહેલા હોય. આ ભાવ સિવાય રસનિષ્પત્તિ થઇ શકે નહિ. કાવ્ય વાંચતાં આ ભાવો જાગૃત થાય છે. તે ભાવો તેની ઉત્કટ સ્થિતિમાં સદા રહેવા જોઇએ, એ આવશ્યક નથી; પણ તેનો સંસ્કાર અગર વાસના તો માનવ-હૃદયમાં સદા હોય છે. તે બધા સ્થાયી ભાવો બધાનામાં એક સરખા પ્રમાણમાં હોય છે, તેમ પણ કહી શકાય નહિ. ચેતનાના વિકાસ પ્રમાણે તે વાસનાનો વિકાસ પણ ઓછાવત્તા પ્રમાણમાં હોય છે. આ ભાવો વાસનારૂપે સદા રહેલા હોવાથી તેમને **સ્થાયી ભાવ** કહે છે. તે સિવાય સ્થાયી ભાવની જોડે અવશ્યભાવી સંચારી કે વ્યભિચારી ભાવો પણ હોય છે. (૧) હાસ, (૨) રતિ, (૩) શોક, (૪) ક્રોધ, (૫) ઉત્સાહ, (૬) ભય, (૭) જુગુપ્સા, (તિરસ્કાર—સૂગ) (૮) વિસ્મય અને (૯) નિર્વેદ (વૈરાગ્ય) આ નવ રસના અનુક્રમે સ્થાયી ભાવ ગણાય છે. આ ભાવ કાવ્ય વાંચતાં જ્યાં સુધી ઉદ્‌ભૂત ન થાય ત્યાં સુધી રસાસ્વાદ ચાખી શકાય નહિ; માટે રસાસ્વાદમાં આ સ્થાયી ભાવો આવશ્યક છે. બીજા ભાવો તેની મદદમાં ઉભા રહી શકે છે, પણ તેમનો રોધ તેઓ કરી શકતા નથી. જો કરે તો માનવું કે સંસ્કારો હજુ દૃઢ થયા નથી, અને દૃઢ વાસના સિવાયની સહૃદયતા પણ તેટલી ગોળીજ ગણાય.

**વિભાવ:**—ઉપરના સ્થાયી ભાવોને જાગૃત કરનાર વસ્તુસ્થિતિ પણ પૂર્વે આવશ્યક છે. તેના સિવાય તે ભાવો વાસનારૂપે હોવા છતાં પ્રતીત ન થાય: એટલે તેમને કેવળ પ્રતીતિના સ્વરૂપમાં (ઉત્પત્તિમાં નહિ) લાવવાને ઉપકારક બે વસ્તુઓ છે. તેમને વિભાવ કહે છે. (૧) આલંબન વિભાવ અને (૨) ઉદ્દીપન વિભાવ. આમ વિભાવ બે પ્રકારના છે.

જે વસ્તુ, મનુષ્ય, કે પરિસ્થિતિને અવલંબીને સ્થાયી ભાવ જાગૃત થઇ પ્રતીતિ અવસ્થામાં આવે છે તેને આલંબન વિભાવ કહે છે. જે તે સ્થાયી ભાવને ત્વરિત અને ઉત્કટ સ્વરૂપમાં પ્રકટ કરવાને જે મદદભૂત થાય છે તેમને ઉદ્દીપન વિભાવ કહે છે. સ્થાયી ભાવ વાસના કે બીજરૂપે રહેલો હોય છે. તેને આ બન્ને વિભાવો અંકુરની સ્થિતિમાં લાવે છે, અને જરા રસાસ્વાદની સ્થિતિમાં આણે છે, માટે તેમને વિભાવ કહે છે. રતિ એ શૃંગાર રસનો સ્થાયી ભાવ છે. સ્ત્રીને જોતાં રતિ ઉત્પન્ન થાય છે, અને રતિનું આધારસ્થાન સ્ત્રી હોવાથી સ્ત્રી રતિનું આલંબન વિભાવ કહેવાય છે. વસંત ઋતુ, કોકિલકૂજન, સુંદર બાગ, કે રાત્રિનો ચાંદનીવાળો સમય, આ બધાં રતિનાં ઉદ્દીપન વિભાવ કહેવાય છે, કારણ તે પરિસ્થિતિમાં રતિના આલંબનભૂત સ્ત્રીને જોતાં વાયુપ્રેરિત અગ્નિની માફક ત્વરિત અને પ્રચંડ રીતે રતિ ઉદ્દીપ્ત થાય છે. આ બે પ્રકારના વિભાવ પૈકી પ્રથમ આલંબન વિભાવ આધારભૂત હોઇ રસની અભિવ્યક્તિના કારણરૂપ છે, અને બીજો મદદનીશ (નિમિત્ત કારણ) છે.

**અનુભાવ:**—આ જાતના ભાવો સ્થાયી ભાવની પાત્રમાં જાગૃતિ થઇ છે, એવી સામાજિકને (નાટક, વગેરેના દ્દષ્ટા) પ્રતીતિ કે અનુભવ કરાવે છે. વાચકમાં પણ કાવ્ય વાંચતાં તેવા ભાવો, સ્થાયી ભાવ

પ્રકટ થતાં, ઉત્પન્ન થાય છે, એવો તેને અને જોનારને અનુભવ થાય છે, માટે તેમને અનુભાવ કહે છે. એટલે અનુભાવ સ્થાયી ભાવની પછી થનારા હોવાથી તેના કાર્યરૂપ છે.

વ્યભિચારી કે સંચારી ભાવઃ—આ ભાવો ઘણા ગૌણ અને ક્ષણિક હોય છે. સમુદ્રના કલ્લોલની માફક ઉત્પન્ન થાય છે, અને થોડો વખત રહી નાશ પામે છે, છતાં સ્થાયી ભાવને પુષ્ટિ આપવામાં અને તેમને પલ્લવિત બનાવી રસાસ્વાદની સ્થિતિમાં લાવી મૂકવા તે સહાયભૂત થાય છે. સ્થાયી ભાવ સાથે તેમનો સંબંધ અલ્પ કાળનો હોવાથી તેમને વ્યભિચારી કે સંચારી ભાવ કહે છે.

નવરસના સ્થાયી ભાવ, વિભાવ, અનુભાવ, તથા વ્યભિચારી ભાવ જેની તેની સામે નીચે આપેલા છે. તે ઉપરથી પ્રસ્તુત પ્રકરણ વિશેષ સ્પષ્ટ થશે. સાથે ભક્તિરસ અને વાત્સલ્યરસને પણ ઉમેરી લીધા છે,

| રસ | સ્થાયી ભાવ | વિભાવ | અનુભાવ | વ્યભિચારી ભાવ |
|---|---|---|---|---|
| શૃંગાર | રતિ | સ્ત્રીપુરુષ, પ્રકૃતિ-સૌન્દર્ય | પરસેવો, સ્તબ્ધતા, કટાક્ષ વગેરે | ચિન્તા સ્મૃતિ વ. |
| હાસ્ય | હાસ | બેડોળ વેશ, મશ્કરી વગેરે | નયનવિકાસ, આંસુ પાડવાં વગેરે | લજ્જા વગેરે |
| કરુણ | શોક | પ્રિયજનનું મૃત્યુ વગેરે | રુદન, નસીબ ઉપર દોષ વગેરે | દીનતા વગેરે |
| રૌદ્ર | ક્રોધ | શત્રુદર્શન વગેરે | પરિસ્વેદ, પડકાર અપમાન વગેરે | અસહિષ્ણુતા વ. |

| | | | | |
|---|---|---|---|---|
| વીર | ઉત્સાહ | સમોવડીયાનું દર્શન વગેરે | રોમહર્ષ, તલવાર ઉપર હાથ નાખવો વગેરે | હર્ષ વગેરે |
| ભયાનક | ભય | પ્રતિભટનું દર્શન વગેરે | કમ્પ, આંખો ફાડવી વગેરે | દીનતા વગેરે |
| બીભત્સ | જુગુપ્સા | શબદર્શન, ગંધાતી વસ્તુ, સુગ ચડે તેવું કર્મ વગેરે | નાક બંધ કરવું ચહેરો નિસ્તેજ થવો વગેરે | મૂર્ચ્છા વગેરે |
| અદ્ભુત | વિસ્મય | વિચિત્ર વસ્તુદર્શન કે વિચિત્ર વર્ણન વગેરે | સ્તંભ, ફાટી આંખે જોવું, ગભરાટ, વગેરે | તર્કવિતર્ક વગેરે |
| શાન્ત | નિર્વેદ કે શમ | સંસારની ક્ષણભંગુરતાનું જ્ઞાન થવું વગેરે | રોમાંચ, નયનની સ્થિરતા વગેરે | ધૃતિ |
| ભક્તિ | જ્ઞાન-વૈરાગ્ય | ઇષ્ટદેવ પર પ્રીતિ, દુઃખનો પ્રસંગ, પ્રિયજનનું મરણ | વ્યવહારની ઉપેક્ષા, રોમાંચ વગેરે | સંસારત્યાગ વગેરે |
| વાત્સલ્ય | અપત્ય-સ્નેહ | બાળક, તેની સુંદર આકૃતિ, કાલા ઘેલા બોલ, વગેરે | વદનની પ્રસન્નતા, હૃદયનો ઉલ્લાસ, બાલચુંબન, અશ્રુપાત વગેરે | દુઃખની વિસ્મૃતિ વગેરે |

# શબ્દશક્તિ કે વ્યાપાર

અમુક પ્રકારનો અર્થ સૂચવવાની શબ્દમાં નૈસર્ગિક શક્તિ હોય છે. શબ્દ અને તેના અર્થને લગ્નસંબંધ છે. જ્યાં જ્યાં શબ્દ છે ત્યાં ત્યાં તેની જોડે તેનો અર્થ રહેલો હોય છે. 'ઘડો' શબ્દનો ઉચ્ચાર કરતાં "અમુક પ્રકારનું માટીનું પાણીનું વાસણ," એવો અર્થ તરત જ પ્રતીત થાય છે. આવી રીતે અર્થ સૂચવવાની શબ્દની શક્તિ ત્રણ પ્રકારની હોય છે. તે શક્તિને 'વ્યાપાર' કે 'વૃત્તિ' પણ કહે છે: (૧) અભિધા, (૨) લક્ષણા, (૩) વ્યંજના.

(૧) **અભિધા:**—શબ્દનો જે પરિચિત અર્થ હોય કે જેના સંબંધી કાંઇ સંકેત કર્યો હોય તેવા અર્થને વાચ્યાર્થ કે મુખ્યાર્થ કહે છે, અને શબ્દની આ જાતનો અર્થ સૂચવવાની શક્તિને અભિધાશક્તિ, વ્યાપાર કે વૃત્તિ કહે છે. ગંગા, હિમાયલ, ઝાડ, ઘોડો, પર્વત, વગેરે શબ્દો વાચક છે, અને તેમનો અર્થ વાચ્યાર્થ કહેવાય છે.

**યૌગિકશબ્દ:**—ભાષાના ઘણાખરા શબ્દો ધાતુ ઉપરથી વ્યુત્પન્ન થયેલા હોય છે. પ્રકૃતિ (ધાતુ) અને પ્રત્યયના યોગથી જે શબ્દો બન્યા હોય છે તેમને યૌગિક શબ્દ કહે છે, તેમના અર્થને પણ યૌગિક અર્થ કહેવાય વાચક, યાચક, વમન, ગતિ, વગેરે શબ્દો યૌગિક છે. આ શબ્દોનો સમાવેશ વાચક શબ્દોમાં અને તેમના અર્થનો સમાવેશ વાચ્યાર્થમાં થાય છે, કારણ તે શબ્દો તેમના પરિચિત અર્થમાં વપરાયા છે.

**રૂઢશબ્દ:**—કેટલાક શબ્દો એવા છે કે જેમનો ધાતુ શોધવો મુશ્કેલ હોય, આવા શબ્દોનો અમુક અર્થ લેવાય છે તેમાં કેવળ સંકેત કે રૂઢિ બલવાન્ હોય છે. આવા શબ્દોને રૂઢ શબ્દ કહે છે. ઝાડ, નદી, ઘોડો, વગેરે રૂઢ શબ્દો છે: તેઓ પણ વાચક શબ્દ છે.

યોગરૂઢશબ્દ:—કેટલાક શબ્દો ઉપરના બન્ને પ્રકારના મિશ્રણવાળા હોય છે: તેમાં યોગ અને રૂઢિ બન્ને પ્રતીત થાય છે, અને રૂઢિથી શબ્દનો અર્થ કાંઇક સંકુચિત થયેલો હોય છે. આવા પ્રકૃતિપ્રત્યયવાળા રૂઢ શબ્દને યોગરૂઢ શબ્દ કહે છે. 'પંકજ' શબ્દનો યૌગિક અર્થ "પંકમાં જન્મેલું ગમે તે," એમ થાય છે. છતાં તેનો અર્થ કેવળ 'કમળ' લેવાની રૂઢિ પડી ગયલી હોવાથી 'પંકજ' શબ્દ તેના સંકુચિત રૂઢ અર્થમાં વપરાય છે, માટે તે શબ્દ યોગરૂઢ છે. કરી, હસ્તી (હાથી), વગેરે શબ્દો યોગરૂઢ છે. તેઓ પણ વાચક શબ્દમાં ગણાય. 'તાપ' ઉપરથી વ્યુત્પન્ન થતો શબ્દ 'તાવ' પણ યોગરૂઢ ગણી શકાય, કારણ તેમાં યોગથી 'ગરમી' અને રૂઢિથી "સંકુચિત ગરમી—અમુક અવ્યવસ્થાને લીધે શરીરમાં વિશેષ ગરમીને લીધે થતી વ્યાધિ" અર્થ સંકુચિત થયલો છે. બાધા, વેણીચૂંટા, વગેરે શબ્દો 'તાવ' શબ્દના જેવા તદ્ભવ યોગરૂઢ શબ્દ છે.

(૨) લક્ષણા:—મુખ્યાર્થને બાધ આવતો હોય, અન્ય અર્થને મુખ્યાર્થ જોડે સંબંધ હોય, અને ત્રીજું તેવો અન્ય અર્થ લેવાની રૂઢિ કે પ્રયોજન હોય તો મુખ્ય અર્થને બદલે તેની જોડે સંબંધ ધરાવનાર અન્ય અર્થ સૂચવવાની શબ્દની શક્તિને લક્ષણાવ્યાપાર કે વૃત્તિ કહે છે, અને આ રીતે સૂચિત અર્થને લક્ષ્યાર્થ કહે છે. આમાં ત્રણ વસ્તુઓ ખાસ જોવી પડે: (૧) મુખ્યાર્થબાધ, (૨) સંબંધ, (૩) રૂઢિ કે પ્રયોજન. આ ઉપરથી લક્ષણાના આપણે મુખ્ય બે વિભાગ પાડી શકીએ: (૧) રૂઢિમૂલલક્ષણા (૨) પ્રયોજનમૂલલક્ષણા.

રૂઢલક્ષણા:—(૧) 'દેશ' ઉપરથી 'દેશના લોક', તેમજ જ્યાં અર્થનો વિકાસ થયેલો હોય ત્યાં કેવળ રૂઢિ ( પરાપૂર્વથી ચાલતો આવેલો રિવાજ ) છે. દાખલા તરીકે "ગુજરાત વ્યાપારમાં આગળ પડતું છે." આ વાક્યમાં 'ગુજરાત'નો વાચ્યાર્થ 'અમુક દેશ' એવો

થાય છે, પણ 'દેશ' વેપાર કરી શકે નહિ, એટલે મુખ્યાર્થને બાધ આવ્યો. હવે દેશ અને 'દેશના લોક'ને આધાર-આધેયનો નિકટ સંબંધ હોવાથી 'દેશ' ઉપરથી 'દેશના લોક', એમ અર્થ લેઇ શકાય, કારણ તેવો અર્થ લેવાની રૂઢિ છે. આ રીતે 'ગુજરાત' શબ્દ 'ગુજરાતના લોક' એ અર્થમાં લાક્ષણિક-શબ્દ કહેવાય, અને 'ગુજરાતના લોક' એ અર્થ લક્ષ્યાર્થ કહેવાય. "કેટલા ઘઉં લાવ્યા?" એ વાક્યમાં 'ઘઉં' શબ્દ તેના મુખ્ય અર્થમાં "અમુક અનાજના દાણા" વપરાયો છે, પણ તમે "ઘઉં ખાઇ શકો છો?" એ વાક્યમાં 'ઘઉં' શબ્દ તેના લક્ષ્યાર્થમાં ( ઘઉંનો બનાવેલો પાક ) વપરાયો છે. અહીં પણ સંબંધ અને રૂઢિ બન્ને છે.

( ૨ ) પ્રવીણ, ઉદાર, કુશળ, વગેરે શબ્દોના અર્થમાં રૂઢિથી વિસ્તાર થયો છે. 'પ્રવીણ' શબ્દોનો મૂળ અર્થ "વીણા વગાડવામાં કુશળ", એવો થતો હતો. અત્યારે 'કોઇ પણ કામમાં કુશળ", એવો અર્થ થાય છે. 'ઉદાર' શબ્દનો મૂળ અર્થ "આર ( પરોણી કે ચાબુક ) ઊંચી કર્યા સિવાય માત્ર સંકેતથી સારથિની મરજી સમજનાર", એવો અર્થ થતો હતો. પરંતુ હાલ જે અર્થમાં તે શબ્દ વપરાય છે તે ઉપરથી તેનો અર્થ વિકાસ થયેલો સિદ્ધ થાય છે. 'કુશલ' શબ્દ પણ 'કુશને કાપનાર', એમ થતો હતો. તેમાં વિવેચકત્વ રહેલું હોવાથી સઘળા પ્રકારનાં વિવેક અને દક્ષતા બતાવવા હાલ 'કુશળ' શબ્દ વપરાય છે. "નિસ્ત્રિંશ" શબ્દ પણ તેવોજ છે. આ પ્રમાણે આ શબ્દોનો અર્થ વિકાસ નિરુક્તકાર યાસ્કમુનિના કાળમાં, એટલે ઇ. સ. પૂર્વે આશરે ૧૦૦૦ વર્ષ ઉપર થયો હતો, એમ તે જણાવે છે. આ બન્ને પ્રકારનાં ઉદાહરણ રૂઢલક્ષણાનાં છે.

**પ્રયોજનલક્ષણા:**—રૂઢિનો અભાવ હોવા છતાં કાંઇ સબળ પ્રયોજનને લીધે શબ્દનો વાચ્યાર્થથી ભિન્ન અર્થ થાય તો શબ્દની

તે વૃત્તિને પ્રયોજનલક્ષણા કહે છે. તેમાં પણ મુખ્યાર્થ બાધ અને સંબંધ જોવાના છે. "ગંગા ઉપર ગામડું" આ વાક્યમાં 'ગંગા' શબ્દનો વાચ્યાર્થ "ગંગાના જળનો પ્રવાહ" એમ થાય છે. પ્રવાહની મધ્યે ગામ ન વસી શકે, માટે મુખ્યાર્થનો બાધ આવે છે. તેથી 'ગંગા'નો અર્થ 'ગંગા તટ' લેવો પડે છે. 'ગંગાપ્રવાહ' અને 'ગંગાતટ'ને નિકટ સંબંધ છે. અને 'ગંગા' શબ્દ વાપરવાનું ખાસ પ્રયોજન તેમાં રહેલી પવિત્રતા, ઠંડક, વગેરે પ્રબળ રીતે સૂચવવાનો હોવાથી 'ગંગાતટ' ને બદલે 'ગંગા' શબ્દ વાપર્યો છે. એટલે 'ગંગા' શબ્દ લક્ષ્ય અર્થમાં વપરાયો છે, અને તે શબ્દના વ્યાપારને પ્રયોજનલક્ષણા કહે છે. બીજું જે જે શબ્દોમાં રૂપકઅલંકાર હોય છે ત્યાં પણ શબ્દનો વ્યાપાર પ્રયોજનલક્ષણા છે. દાખલા તરીકે "મુજ અંધાની લાકડી મુજ નિર્ધનિયાનું ધન"માં 'લાકડી' અને 'ધન' શબ્દોથી 'પુત્ર' ઉદ્દિષ્ટ છે 'પુત્ર'ને 'લાકડી' જેવો આધારભૂત કહ્યો હોત તો પ્રયોજન સચવાત તો ખરું, પણ તેટલું સચોટ રીતે તો નહિં જ, માટે પુત્રનું 'આધારપણું' સચોટ રીતે દર્શાવવાનું અહીં પ્રયોજન છે. "તે બીજો તાનસેન છે" આમાં 'તાનસેન' શબ્દ લક્ષણા વ્યાપારનો છે. "ગાયન કળામાં કુશળતા" બતાવવાનું પ્રયોજન છે. "તે ગધેડો છે" વગેરેમાં પ્રયોજન–મૂલલક્ષણા વ્યાપાર છે.

રૂઢલક્ષણાના બે મુખ્ય ભાગ પાડી શકાય: (૧) જહલ્લક્ષણા અને (૨) અજહલ્લક્ષણા. શબ્દ જ્યાં લક્ષ્યાર્થમાં જતાં વાચ્યાર્થ ખોઈ બેસતો હોય તો તે જહલ્લક્ષણા વ્યાપાર કહેવાય: "ગુજરાત વેપારમાં આગળ પડતો છે." આમાં 'ગુજરાત' શબ્દનો લક્ષ્ય અર્થ લેતાં વાચ્યાર્થ (દેશ)નો સમાવેશ થયલો હોતો નથી. અજહલ્લક્ષણા વ્યાપારથી વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ બન્ને સૂચવાય છે. "લંબકર્ણને લાવો" આમાં "લંબકર્ણ"નો લક્ષ્યાર્થ 'ગધેડો' થાય

છે, પણ ગધેડાને 'લાંબા કાન' હોય છે, તે અર્થનો 'ગધેડો' અર્થ લેતાં નાશ થતો નથી: ગધેડાને લાવતાં તેના કાન પણ સાથે આવે છે, માટે 'લંબકર્ણ' અજહલ્લક્ષણાનું ઉદાહરણ છે. પ્રવીણ, ઉદાર, વગેરે શબ્દો પણ આ પ્રકારના છે.

પ્રયોજનલક્ષણાના પણ બે પ્રકાર પાડી શકાય છે. (૧) સારોપા અને ( ૨ ) સાધ્યવસાના.

(૧) સારોપા લક્ષણા:—એક વસ્તુનો બીજી વસ્તુમાં આરોપ થયલો હોય, એટલે જ્યાં રૂપક અલંકાર હોય તે સારોપા લક્ષણા કહેવાય છે. દેવદત્ત ગધેડો છે. તે મારો મુગટ છે. તે મારો હૈયાનો હાર છે. વગેરે વાક્યોમાં 'ગધેડો', 'મુગટ', 'હાર' શબ્દો સારોપા લક્ષણા વ્યાપારના છે. અહીં ઉપમાનનો આરોપ ઉપમેયમાં થયો છે, પણ ઉપમેય ભિન્ન બતાવેલું છે.

(૨) સાધ્યવસાના લક્ષણા:—ઉપમેયનો બિલકુલ નિર્દેશ કર્યા સિવાય આરોપ હોય, એટલે ઉપમેયનું વર્ણન ઉપમાન તરીકે થયું હોય તો આ લક્ષણા વ્યાપાર થાય છે. દેવદત્ત આવતો હોય, અને કોઇ પૂછે કે કોણ આવે છે, અને તેના જવાબમાં કહેવામાં આવે કે "ગધેડો આવે છે." તો ત્યાં સાધ્યવસાના લક્ષણા વ્યાપાર છે, કારણ દેવદત્તનો બિલકુલ નિર્દેશ નથી. "મારો કુલદીપક આવ્યો." તેમાં પણ તેજ વ્યાપાર છે.

(૩) વ્યંજના:—"( लक्षणा ) व्यङ्ग्येन रहिता रूढौ सहिता तु प्रयोजने ॥" આ પ્રમાણે જ્યાં રૂઢિલક્ષણા હોય છે ત્યાં વ્યંજના વ્યાપાર હોતો નથી, પણ જ્યાં પ્રયોજનલક્ષણા હોય છે ત્યાંજ વ્યંજના સંભવી શકે છે, કારણ પ્રયોજન વ્યંજનાવ્યાપારગમ્ય છે. વ્યંજના વ્યાપાર સિવાય પ્રયોજન બતાવાયજ નહિ. લક્ષણા વ્યાપાર માત્ર લક્ષ્યાર્થ સૂચવી કુણ્ઠિત થાય છે; તેનો વિસ્તાર આગળ ચાલતો નથી.

આવી સ્થિતિમાં શબ્દની પ્રયોજન જણાવનાર જે વિલક્ષણ શક્તિ તેને વ્યંજના કહે છે. માત્ર વ્યંજના આ પ્રયોજન જણાવી શકે છે. 'ગંગા' શબ્દ પરથી 'પવિત્રતા-ઠંડક' વગેરે ગુણો વ્યંજનાથી જણાય છે. 'ગધેડો' શબ્દ પરથી 'મૌર્ખ્ય અને જાડ્ય' વ્યંજનાથી જણાય છે. આ પ્રયોજનવતી લક્ષણા ઉપરથી નીપજતી વ્યંજનાને લક્ષણામૂલવ્યંજના કહે છે.

અભિધામૂલવ્યંજના:—જ્યાં શબ્દોના અનેક અર્થ થતા હોય ત્યાં સંયોગ, વિપ્રયોગ, સાહચર્ય, વિરોધિતા, અર્થ, પ્રકરણ, લિંગ, અન્ય શબ્દની સંનિધિ, સામર્થ્ય, ઔચિતી, દેશ, કાલ, વગેરેથી વાચ્યાર્થ નિયંત્રિત થાય છે. શબ્દનો અર્થ નિયંત્રિત થતાં અભિધામૂલવ્યંજના થાય છે. કારણ નિયંત્રિત અર્થ પણ અભિધાશક્તિથી જ જણાયલો હોય છે. અમુક પ્રસંગે તેનો કયો અર્થ લેવો, તે ઉપરની બાબતોથી નક્કી થાય છે. હરિ, પયોધર, રામ, રાઘવ વગેરે શબ્દો અનેકાર્થ છે.

---

## અલંકાર

શબ્દ કાવ્યનો દેહ છે, અલંકાર તેનાં આભરણ છે, અને રસ તેનો આત્મા છે. અલંકારથી અર્થમાં ચમત્કૃતિ ઉત્પન્ન થાય છે, પણ આ અલંકાર આછા પાતળા હોય તો જ શોભે. કાવ્યને અતિ અલંકારોથી લાદવાથી ઘણી વખત અર્થ દુર્બોધ થાય છે

અલંકારના મુખ્ય બે વિભાગ છે: (૧) શબ્દાલંકાર અને અર્થાલંકાર. (૧) ઝડ, ઝમક, વર્ણસગાઇ કે અનુપ્રાસ, અને પ્રાસ કે પ્રાસાનુપ્રાસને શબ્દાલંકાર કહે છે. આમાં ખાસ કરીને શબ્દ કે વર્ણની પુનરુક્ત હોય છે (૨) અર્થાલંકાર ઘણા પ્રકારના છે. તેમાં અર્થચમત્કૃતિ હોય છે, તેથી કાવ્ય મનોહારી બને છે: માત્ર મુખ્ય અર્થાલંકારનો અત્રે નિર્દેશ કરવામાં આવશે.

શબ્દાલંકારઃ—(૧) ઝડ અને (૨) વર્ણસગાઇ.

"ઝડ સ્વરઅક્ષર આવૃત્તિ, ઝમક શબ્દની જાણ.
વરણ તણી આવૃત્તિ તે, વરણસગાઇ વખાણ." દલપતરામ

આ પ્રમાણે એક સ્વર પંક્તિ કે તૂકમાં ઘણી વખત આવે તો ઝડ નામનો શબ્દાલંકાર થાય છે.

ઉદાહરણ "સારી વાત ન્યારી કરી, ધારી તેં નઠારી હૈયે,
ઉક્તિ ઉચ્ચારી શણગારીને ગર્વની."

આમાં 'ઇ' સ્વર ઘણી વખત વપરાયો છે, તેમજ તેમાં વર્ણસગાઇ કે અનુપ્રાસ પણ છે, કારણ 'ર' અનેક વખત આવ્યો છે. વ્યંજનની પુનરુક્તિ હોય તો વર્ણસગાઇ થાય છે. વર્ણસગાઇનો બીજો દાખલો નીચે છેઃ—

સરવર નીર ભરપુર પૂર, તીર પર તરવર હાર,
હાર હાર ફરનાર નર, સાર નાર તરનાર."

આમાં 'ર' વ્યંજન (સ્વરસહિત) વીશ વખત વપરાયો છે.
(૩) જ્યારે એક શબ્દની કે વર્ણસમુદાયની ઘણી વખત પુનરુક્તિ થાય ત્યારે ચમક કે ઝમક નામનો અલંકાર કહેવાય છે. વર્ણસમુદાયનું ઉદાહરણ નીચે છેઃ—

"પરભા પરભાતના પ્હોરમાં, પરભાણા પરભાત લાવિયો,
પરભા પરભાસની તજી, પરભાર્યો અહીં કેમ આવિયો?"

એક શબ્દની પુનરુક્તિ નીચે છે.

"જરૂર છત્રી જેઠમાં, ઓઢવાનો ચાલ;
લાજ કાઢવી જેઠની, ખરો હશે એ ખ્યાલ."

આમાં 'જેઠ' શબ્દ ભિન્ન અર્થમાં પુનરુક્ત થયો છે.
(૪) તૂકની પ્રથમ પંક્તિને છેડે જેવા અક્ષરો આવ્યા હોય તેવા કે તેને મળતા અક્ષર બીજી પંક્તિને અંતે આવે તો પ્રાસ કે

પ્રાસાનુપ્રાસ થાય છે. ઉપલાં ઉદાહરણમાં તે સઘળે ઠેકાણે પંક્તિઓને અંતે છે.

અર્થાલંકાર:—

(૧) ઉપમા:— આ અલંકારમાં બે વસ્તુ કે પ્રાણી વચ્ચે સમાન ગુણો હોવાથી તેમની સરખામણી કરવામાં આવે છે. જે વસ્તુ કે પ્રાણીમાં સમાન ધર્મ વિશેષ પ્રમાણમાં હોય તેને ઉપમાન કહે છે, અને જેમાં તે ઓછા પ્રમાણમાં હોઇ ઉપમાનની સાથે સરખાવાય તેને ઉપમેય કહે છે. બન્નેની અંદર રહેલા સમાન ધર્મને (ગુણને) સાધર્મ્ય કહે છે, અને 'જેવો', 'સરખો', વગેરે તુલના વાચક શબ્દોને સાધર્મ્યવાચક શબ્દ કહે છે. આ ચારે અંગ જે ઉપમામાં હોય તે પૂર્ણોપમા, અને એકાદ નિર્દિષ્ટ ન હોય તો લુપ્તોપમા કહેવાય છે.

તે રાજા દાનમાં કર્ણ જેવો છે. આ પૂર્ણોપમાનું ઉદાહરણ છે. એમાં રાજા (ઉપમેય), કર્ણ (ઉપમાન), દાન (સાધર્મ્ય), અને 'જેવો' સાધર્મ્યવાચક શબ્દ હોઇ ચારે અંગ તેમાં નિર્દિષ્ટ છે.

"જેવું હોય વમનનું અન્ન, તેહવી મારે એ ભોજન."

આમાં સાધર્મ્યનો લોપ છે. બીજાં ત્રણ અંગનો ઉલ્લેખ સ્પષ્ટ છે.

(૨) રૂપક:— આમાં પણ સાધર્મ્ય હોય છે, પણ તે સાધર્મ્યને બહુ ઉત્કટ સ્વરૂપમાં જણાવવા ઉપમેયને જ ઉપમાન કલ્પેલું હોય છે. આ ભેદમાં પણ ઉપમા અને રૂપકને મળતા બે અલંકાર છે. He is brave like a tiger. (simile કે ઉપમા) He is a tiger. (metaphor કે રૂપક) જેમાં સ્પષ્ટ જણાવેલા છે, પણ ઉપમેયને ઉપમાન કલ્પ્યું છે.

"ક્રોધ અગ્નિ, જાનકી જવાળા, પવન લક્ષ્મણ વીર;
રઘુપતિ શ્રીરામે કાઢ્યો, સમુદ્ર પેલે તીર." (રઘુપતિ)

ક્રોધને 'અગ્ન' જાનકીને 'જ્વાળા', લક્ષ્મણને 'પવન' અને રણને 'યજ્ઞ'નું રૂપક આપ્યું છે.

(૩) ઉત્પ્રેક્ષાઃ— એક વસ્તુની બીજી વસ્તુ તરીકે માત્ર સંભાવના કરી હોય, અને જેમાં 'જાણે', 'રખે', 'શું', 'શકે', વગેરે સંભાવનાવાચક ક્રિયાવિશેષણ અવ્યયથી ભેદ (બન્ને વચ્ચે) જણાતો હોવા છતાં કવિ કલ્પિત અભેદની કલ્પના કરી ચમત્કાર લાવે તો ત્યાં ઉત્પ્રેક્ષા અલંકાર થાય છે.

"વેલ જાણે હેમની અંબેર ફૂલે ફૂલી." "શકે ધરાધર વાસ લેવા ચડયો ચંદનવૃક્ષ." 'તિથિ પુનમે શોભિતા સાંજ ટાણે, બન્ને ઘંટ બે સૂર્યને સોમ જાણે." "શકે નેત્ર ખેત્ર છે મોહનું ડોકાળાં અંબુજ." આ બધાં ઉત્પ્રેક્ષાનાં ઉદાહરણ છે.

(૪) શ્લેષઃ— પુનરુક્તિ વગરના એક જ શબ્દના બે ભિન્ન અર્થને લીધે અમુક વર્ણન વર્ણ્ય (પ્રસ્તુત) અને અવર્ણ્ય (અપ્રસ્તુત) બન્નેને લાગુ પડે ત્યાં શ્લેષ અલંકાર છે. યમકમાં અર્થભેદની સાથે શબ્દની પુનરુક્તિ હોય છે; શ્લેષમાં અર્થભેદ એકલો જ હોય છે.

ઉદાહરણ—પક્ષી અને સજ્જન સપક્ષ હોવાથી શોભે છે. આમાં 'સપક્ષ' શબ્દમાં શ્લેષ છેઃ તેના બે અર્થ થાય છે. (૧) પાંખવાળો (૨) મિત્ર બાંધવના પખાવાળો. આ રીતે 'સપક્ષ' વિશેષણ ભિન્ન અર્થે કરી બન્નેનું વિશેષણ બને છે.

(૫) પરિસંખ્યાઃ— "पंच पंचनखा भक्ष्याः" (પાંચનખવાળાં પાંચ પ્રાણીઓનું માંસ ખાવું) આમાં વિધિ (ફરજિયાત માંસ ખાવાનું) અભિપ્રેત નથી. પણ ત્યાગ અભિપ્રેત છેઃ (સ્મૃતિકારનો અભિપ્રાય ત્યાગ કરાવવાનો છે. આ સિવાય બીજાં પ્રાણીનું માંસ ન ખાવું)—એમ અભિપ્રાય હોઇ નિયમ કર્યો છે. આને ધર્મશાસ્ત્રોમાં પરિસંખ્યા કહે છે. આલંકારિકો પણ તેને પરિસંખ્યા કહે છે.

